ગાંવાં કરતાં વધારે માનીતો ને જાણીતો . દુહરે ગાંવામાં ભગાત નાંય અતા અહાં નાંય. પુણ તે બધા આળહુ ભગાત ! ધૂણવામાં બો નબળા, મોડે આવે ને ઓછાં ધૂણીને ચાલી મૂકે.



જીયાર જાન્યો તે બો ઝેરી માણુંહ રા... ! એક વાર ખળાયમાં કુકડાં વાઢાય, તાણાં હાળણાં બને, તીં પોબ્યે આરીં ખાય, શાક પાડુલાગ દારૂ પુણ રઈજ, દેવાં એક બે સાટામાં પટાવી પાડે, ને બાકીનો જાન્યાએ બોકામાં, પછી એરા તુમીં જાન્યાઓ રંગ... !

આથામાં ઘાંઘળી લેને આખી રાત ઘૂણે. કાંણી આખતો જાયને ઘૂણેત જાય, કાણી આયકુ લાગ બઠેલા લોક હાં.... હાં.... કરેત જાય. લોક તે અહી વાત કરતા વી ગોયલા કા જો જાન્યો ખળાય કરે તે ભાત બો પીકે !

હવારાં પડે ઉલેં જાન્યાઈ કાણી પૂરી વે ને દારૂવાઆં જોર ને જોશ બેય ઘટે ઉલેં જાન્યો બમાટે.

'' લાવા તેરા ઝીવરાં મીવરાં, ને આથરા એઘે. '' ને એગ્ઘીં ઝીવરાં આથરી ઓફે ઉલેં જાન્યો આડો પડે. બોપોર લગી ખળાયમાંજ હૂવે, પસી ઘર જાવલાગ નીંઘે, વાટે ચાલેત ચાલેત જાય તીયારભી વાટેમાં ઘરવાળા જાન્યામામા, જાન્યાકાકા, જાન્યાવડાવા, જાન્યાબાલા, જાન્યાદાદા અહાં આખીને ઘર હાદે. પછી નવટાક પાજીને દવડે.

જાન્યાઈ ડોહી કુલાક વાગ્રા તીં કાંય જાણે નાંય, પુણ દિહ બુડેને ધુંધુરાં પડે ઉલેં જાણીજાય કા અવેં ડોહો આવી, ને પછી પોબ્યા હેકુલાગ બહી જાય.

ડોહી ઘરમાં પોબ્યા હેકેને જાન્યો કાથાઈ દોરી ભરેલે ઝોળી જહા ખાટલે અગ્ગોજ બહનેલો રય. જાન્યાએ કદ્દે કોથળી તે કાયામ લટકે, તેમાં તમ્બાકડો રય, તમ્બાકડો વેચાતો નાંય લેવો પડે, જાણે તાં ઘૂણુલાગ જાય તે ભરી ઓફે. દંગડાએ ગજવામાં હેંગ્ળાએ પાનેં રય. તાણો મોટ્ટો ટોંટો બનાવે, ને કોથબ્યે માંથો તમ્બાકડો કાઢી બીડામાં ભરે. પછી ગાડગાં કાઢી, ચકમાકી પાર ખટાક ખટાક કરેત લુખુણાઈ પટી આફળે ને ગાડગાં હળગાવે. ગાડગામાં ટોંટો થવીને બક... બક... કરેત ટોંટો ખેંચે ને હળગાવે ને પસી આરામથી બઠો બઠો ફૂંકાટે.

આણે ઝૂંફડાએ દીવાલ તે કાથી.. ? સેણાથી હારવેલો બરવાયો કુડ... ! જાન્યે તે રસોડામાં એરુલાગ કુડામાં એક પોલો પાડી થવેલો, તીં ડોહી નાંય જાણે. જાન્યો પોલામાથો ડોહી કા કરે તીં એરેત રય ને ટોંટો ફૂકયા કરે.

ડોહ્યે તે પાક્કો ભરહો કા જાન્યો બો જાણે. ઉલેં પોબ્યા હેકતાં હેકતાં ડોહી જાન્યા પૂસે. '' ડોહા, જાણી કાઢતે એરુંહ, મેં કુલ્યાક પોળીયા બનાઈવ્યા વીં ? '' જાન્યો તે ખાટલે બહીને, ટોંટો તાણેત તાણેત, જરા જરા વારે કુડાએ કાણામાંથી

ડોકાવતો જ રચ. ઉલેં જવાબતે તીયારીજ, તરાત આખી દે, '' બે પોળ્યા. ''

જાન્યાઓ જવાબ આયકીને ડોહી તે મનમાં ને મનમાં બો ખુશ વે ને માટીડો બો જાણે અહાં કરીને ઈયા જહા દુહરા કુણીનાંય અહાં વિચારે.

ઉલેં અડોહ–પડોહમાં ને ફળિયામાં કા પસી હગેવાલે ડોહી બધાં આખેત ફીરે, માણો ડોહો તે બો જાણે, અલે કાંય કામ વેતે માણે ડોહા પૂસુનાં, જાન્યાએ પાહેં દુઃખી લોકભી આવે, તીયાં જાન્યો પુસે.

રાવ લાવનાહ કારા ?

પેલા હા પાડે ને રૂમાલામાં બાંધેલા ચોખા જાન્યા આગાળ ઠાલવે પછી જાન્યો હૂંગવી હૂંગવીને રાવ એરી લે. હાજાં વી કા કેમ તીં ભી આખી દે, ચોખા મંતરી ઓફે, બાધા રાખવાડે, ને દોરા, કાવડિયેં બનાવી ઓફે.

ઘણાં તે સાધારાણ દુઃખ વે તે અહાંજ ભી હાજાં વી જાય, તય ભી લોકાં જાન્યાપાર બો વિશ્વાસ.

એકદાહ અહાં વીનાં કા જાન્યો જે રજવાડામાં રચ થતો તાને રાજાએ પોહીઓ ઈરાઓ આર ચોરાય ગો. કુંવરી તે અડ કરીને બહની કા માંતે માણો આરીજ જોયે.

રાજા વિચારે તાય. અવેં કા કરવાં ? પરધાની ને પોલીસીં જાતેજ ફીરી ફીરી ને, બધાં બીવાડી બીવાડી ને તપાહ કધી. પુણ આર નાંય જડે ! મેલમાંના નોકોરાંભી બીવાયડા, બો બડવું અહો ધાક દેખાયડો, પુણ બધીં ના પાયડી, ખાસ માણહાએતાં ભી તપાહી એયરાં, પુણ પતો નાંય ખાધો. બધાં નકામાં. પસી આર હોધી ઓફે તીયાં ઈનામ ઓફુની વાત વીની, ઢંઢેરો ભી પીયટો, પુણ આર જડે નાંય !

મોટે ઈનામાઈ વાત આયકીને જાન્યાએ ગાંવામાનો એક માણુંહ રાજાએ દરબારમાં સિપાય અતો તીયા જાન્યો યાદ આવનો. તેણે તે વિચાર કધો કા ઈ કામ તે જાન્યાઆં, જો જાન્યો આર હોધી ઓફે તે ઈનામા માંથો જરાખાણ ભાગ માં પુણ જડે, સિપાઈ આભળાઈ નાંય રોકી હકનો.

ઉલેં એણે તે એક પરધાના આગળ જાન્યાએ હારું આયખાં કા માણે ગાંવામાંનો જાન્યો ભગાત બો જાણકાર આયે, બધાં જ જાણી કાઢે, તાણે ડોહાડચે કુલ્યાક પોળ્યા બનાયવ્યા તીંતે ઓટલે બહીને જ આખી દે ઉલો જાણકાર !

પરધાન પુણ આર હોધીને ભંગ્નેલો અતો, પુણ પત્તો કાંય લાગનેલો નાંય, ઉલેં પરધાને તે જાન્યા ભગાતાઈ વાત રાજા આયખી.

રાજેં તે તરાતીજ હુકમ છોયડો; જાતે ઈમીજ જાન્યા ધરી લાવા.

સિપાઈ નીંધનાને જાન્યા હે તાં પોંચી ગુવા. આંગણે સિપાઈ એરીને જાન્યો ડચાકનો. ઈયાતે અહાં વીનાં કા અવેં માણો ખેલ પુરો. પેલે સિપાઈ તે રાજાએ દરબારમાં તરાતીજ આઝાર વીવની વાત જાન્યા આયખી. જાન્યો જાવલાગ આળાહ કરું મન્નો. અઝાર જાતનેં બાને દેખાડું મન્નો. સિપાઈ તે જાન્યાઈ એકભી વાત નાંય આયકી ને પોધેલે દંડે ખેંચી લે ગુવા ને રાજાએ હામે આઝાર કરી દેધો.

રાજા આખે, જાન્યા ભગાત, માણી પોહીઓ ઈરાઓ આર જાતી રનેલો આય, હોધી દેહ કા પસી... ?

જાન્યો તે ઊભો ઊભો થડ થડ ધ્રુજે, ને મનમાં વિચાર કરે : ઈતે બો ભારીં કામ ... ! અવેં આથાં સૂટવાં કાકરી ?

જાન્યા થડ થડ ધ્રુજેત એરીને રાજા અહાં વીનાં કા જાન્યા તે આંજ ધૂણું મન્નો, ઉલેં રાજેં આયખાં, જાન્યા કાંય ઉતાવાળ નાંય મેળે, તું ઈમીં રખે ધૂણ. આર જડે તાં હુધી તુણે આંજ રવનાં આયે.

તુણે હારું રવની સગવાડ વી જાઈ. તાં પસી ધૂણ્યા કરીહ, તાં બધાં કામ કરુનાં. પુણ યાદ રાખીહ, માં તે આર જોઈએ, ને... તે... ? ને... તે... ? અહાં આયકીને જાન્યો ચિંતામાં પડનો ને મનમાંજ બોલ્નો, કારા ઓ તે જાણેં મેં ચોર વીં તહો માં વીઢે ને બીવાડે ! હાજાં હુરાં લાહનો ખાયને, અળ મૂડે તીયાર પોહલો રડે.

સિપાઈતે જાન્યા, મેલાએ પાહેંજ એક ખોલ્ડી અતી તાં લે ગુવા ને રાયખો. હિયાળો અતો, હીં આખે માણાં કામ ! બીનેલો જાન્યો બિચારો થડ થડ ધ્રુજે ને ઘામાધીર ! સિપાઈ જાન્યા ધ્રુજેત એયરો પુણ આરીં ઘામભી એયરો ઉલેં તીયાં તે નાંય હમાજ પડની. તયભી સિપાઈ તે જાન્યા જંગ્રાં પેટવી ઓયફાં ને આખેત ગુવા કા આર હોધી દેય ને તે... ?

બી ગોયલો જાન્યો, ડચકી ગોયલો જાન્યો, બિચારા નીંદ નાંય આવે. અઘ્ધી રાત વીની પુણ આળાહભી નાંય મોયડી, બો ચિંતામાં પડનેલો જાન્યો આખે ;

આવ એ આવ નીંદુલી બાઈ

ને તે હવારે ભાંદુલી પાઈ.

કુંવરીએ બે નોકરડ્યા અત્યા. જાન્યો આવનો ઉલેં બેય જણ્યાં ચિંતા પેહી ગોયલી. તાણી તે જાન્યા કરતાં દશા ભૂંડી ! બેય જણ્યાઈ નીંદ અરામ ને અઘ્ધી રાતીહનો જાન્યો બોલનો.

નીદુંલી... ભાંદુલી...!

આરાઈ ચોરી તે ઈયીંજ કધેલી. એક જણીઆં નાંવ નીંદુલી અતાં ને દુહરીઆં ભાંદુલી. બેય જણ્યાં અહો ધાક પેહનો કા અધ્ધીરાત હુધી જાત જાતની વિધિ કરીને જાન્યો આપડેં નાવેં જાણી ગો આય, ને ઉલેં તે બોલ્નો : નીંદુલી – ભાંદુલી.

બેંય નોકોરડીં વિચાર કધો, અવેં આપડી ચોરીઈ વાત ડાબાયલી નાંય રવની. જાન્યો જાણી ગો આયે ને ઉલેં જ આપડેં નાવેં લેને હાદ્દે તાય. રાજા પીણસાયલો આયે ઉલેં આપડી તે દશા બગાડી લાખી. હવાર પડતાં તે આપાં અવળ્યે ઘાણ્યે પીલી લાખી.

અવેં બચાવે તે જાન્યો જ બચાવે અહાં કરીને બેય જણ્યીં, કુંણી ભાળે તે નાંય તાય ને ? તીં એરી લેધાં. પછી આર લેધો ને એક કહલ્યેમાં પાણી લેધાં. બેય જાન્યા પાણી ઓકુને બાને જાન્યાએ પાહે આવન્યા. જાન્યાએ પાહે કહલી થયવી ને આરાઈ ચોરી કબૂલીને આર જાન્યા ઓફી દેંધો, ને આમણો જીવ બચાવેહ તે તુંજ, અહાં આખીને ગોયા. જાન્યેં તે આર હરખો હાચવીને, હોધે તે તરાતીજ જડી જાય અહો દબાડીને થયવો.

હવાર પડનાં, રાજા પોતેજ જાન્યાએ પાહેં આવનો ને પુસી લેધાં.

'' કહાંક વી, જાન્યા... આર જડી જાઈને... ? ''

જાન્યો આખે, હાં... આજીજ હોધી દેં, પુણ વિધિ કરવી પડી.

રાજેં તે નોકોરાં હાયદ્દા ને વિધિઓ બધો સામાન જાન્યો આખે તહો માંગી ઓયફો.

ઉલેં જાન્યેં તે જાતજાતના મંતાર બોલીને વિધિ ચાલુ કધી. રાજા, સેનાપતિ ને બધા પરધાન આઝાર અતા. વિધિ પૂરી વીની. ઉલેં જાન્યો આખે : '' મારાજ, માણે મંતરાથી આર ખેંચાયને ઉલામાંજ કણીં આવી ગો આયે, ઉલેં હોધવાડું માંડ. ''

સિપાઈ જેધે તેધે આત લાખી એયરા ને આર હાપડાયવો, રાજેં તે આર પાસો જડનેલો એરીને જાન્યા બો વખાયણો. જાન્યાતે ખાય ઉલાં હાજાં ખાવાયડાં, મોટાં ઈનામ ઓયફાં ને બો ગણકારીને સિપાઈયાં આરીં ઘર દવડો.

જાન્યો વિચાર કરે, હાય ! સૂટનો ખરો.

જાન્યેં તે ઘર જાયને કહાંક કહાંક વીનાં તી બધી વાત ડોહ્યે કધી. આણી રાજાએ દરબારમાં કહીક દશા વીનેલી તીંભીં હાચ્ચાંજ આયખાં, ઉલેં તેદ્દિહથાં ડોહ્યે

જાન્યાએહારું મોટી મોટી વાત લાખુનાં બન કધાં.

એ રાજા એ રાજની જમીન તે બો કહવળી. મોટચા મોટચા નયા ભી અત્યા. ને ખેડુતભી બો પયહાવાળા પુણ અન્ના વરીહ નબળાં પડે અહાં લાગનાં.

જેઠ મઈનો પૂરો વી ગો પુણ વરહાત નાંય આવે. નઈ ને તળાવમાં પાણી ઘટેત ગુવાં. રાજેં તે પરધાના આરીં વિચારી એયરાં. અવેં કા કરું ? મયનો ચાલે ઉલાં પાણી નઈ ને તળાવમાં બચનેલાં આયે. પછીભી જો વરહાત નાંય પડે તે લોક ને જનાવરેં તીહે મરી જાય. ખેડૂતાંઈ તે દશાબગડી જાય.

આપડે રાજની કહીક દશા વી ? રાજા આરી પરધાન ભી ડોય ધરીને વિચારું મન્નો.

ઉલામાં રાજા એક વિચાર આવનો. રાજા તે જાન્યો યાદ આવી ગો ઈલેં પરધાના આયખાં : આપડે કાંય ચિંતા નાંય કરુની, ઈં કામ તે જાન્યાઆં ! જાન્યો આપાં વરહાત કિયાર પડુનો તીં આખી દેય, પસી એરું. સિપાઈ, જાતે વેગ, ને જાન્યા વેગ વેગ હાદ્દી લાવા.

સિપાઈ તે જાન્યાહે તાં પોંચી ગુવા. ને રાજા કજે હાદે તી વાત કધી.

'' ઓ તે એકવાર આર હોધી ઓયફો ઉલેં કાયામનો માથે પડનો. જાણે વરહાત પાડુનાં કામ માણાં વી, ઈતે તહી વાત, '' જાન્યો તે ડોય ધરી ગો.

રાજેં હાયદ્દો ઉલેં જાવા વગર છૂટકો નાંય, જીં વીવનાં વી તીં વી, અહાં કરીને જાન્યો તીયાર વીનો, સિપાઈયાં આરીં દરબારમાં પોંચી ગો ને રાજા સલામ ઠોયકી.

રાજેં તે જાન્યા પૂયછાં, '' જાન્યા... ! વરહાત કજે નાંય પડે. ''

જાન્યો આખે, મારાજ, માં કા ખબાર પડે.

રાજેં આયખાં, જાન્યા, તું તે બધ્ધાં જાણેહ. હીધોહીધો આખી દે ને તે પછી માંથી ભૂંડો કુણી નાય, ચાલ... આખ, વરહાત કિયાર પડી ?

જાન્યો તે પાછો ધુજાય ગો ! ઈયા બિચારા વરહાત કિયાર પડુનો તી કા ખબર, પુણ રાજાએ પાહેંથો પળુ ને હારું બાનાં કાયઢાં ને આયખાં '' મારાજ, હાત દિહ પસી એરીને આખેં, પુણ પેલ્લાં માં ઘર થવી આવા. જાન્યેં તે રાજ સોડીને કણીં પળી જાવનાં નક્કી જ કરી લાયખાં, તાણે હારું વાયદ્દો કધો.

રાજેં આયખાં, હાજાં તે, ઘર જે, પુણ હાત દિહામાં જો નાંય આયખાંહ તે.. ? યાદ રાખીહ, ને ઘરમાંજ રઈને બધાં એરીહ, જો કણીં પળણોહ મળણોહ તે... ? તુણી પત્તર ઠોકી મૂકીં.

જાન્યો ઘર આવી રનો. ડોહ્યે આખે પોળી દે. ડોહ્યે તે તરાતી જ પોળી હેકી ઓયફી. જાન્યેં તે પોળી નાંય ખાધી. એક પિછોડયેમાં બાંયધી. પસી સોક્યાં લેધાં ને નઈધણ ગો. જાણે કા માસલેં ઘરુલાગ જાય થુય તહો. એગ્ધીં સિપાઈ મીળી જાય તે તાણે આગાળ બાનાં કાઢાય.

ડોહીઆં જીં વીવનાં વી તીં વી અહાં કરીને પળી જાવની વાત ડોહ્યે પુણ નાંય કધી.

જાન્યો નઈએ હેઠે આવનો. આથામાં છોક્યાં લેને હેઢે હેઢે ફીરું મન્નો તાં એણે તે એક કાપર્યેમાં બહનેલા કુરવીલાઈ ને દેડકાઈ વાત આયકી. બેય વાત કરે થતા કા અમુક દિહ બોપોર પસી બો વરહાત પડી.

જાન્યેં તે કુરવીલાઈ ને દેડકાઈ વાત હાજી રીતે આયકી લેધી. વરહાત કિયાર પડુનો તીંભી જાણી લેધાં. વિચાર કધો. એ દેડકાઈ ને કુરવીલાઈ વાત હાચી પડે કા નાંય પડે, ખોટી પડે તે રાજાએ જીં કરવાં વી તીં કરી. પુણ જો દેડકાઈ ને કુરવીલાઈ વાત હાચી જો પડી જાય તે માણો દરબારમાં વટ પડે.

જાન્યો તે નઈથો ખુશ વેત વેત આવનો. એક સિપાઈયા હોધી કાયઢો ને તીયા આરીં દરબારમાં પોંચી ગો, ઓતે ઘર ને ડોહી બેયાં વીહરાય ગો.

રાજેં તે જાન્યા તરાતીજ પાસો આવનેલો એરી ને ખુશ વીનો ને પૂયસાં, '' જાન્યા, ખબાર પડની કા ? વરહાત કિયાર પડુનો ? જાન્યે આયખાં, મારાજ અમુક દિહેં બોપોર પસી ધધડાવીને વરહાત પડી.

'' હાજાં તે, તાં હુધી તુણે આંજ રવનાં, ખાવ્નાં ને પીવ્નાં ને મઝા કરુનીં ! તુણે ડોહાડચે લાવુનોહ વેહ તે તીયેભી લે આવ, પુણ વરહાત જો નાંય પડનો તે તુણી પત્તાર ઠોકી લાખીં, અવારતે રાજાભી જાન્યાએ વાતમાં બો માલ નાંય દેખાયનો ઉલેં અહાં આયખાં.

જાન્યે જો દિહ આખેલો તો આવી ગો. રાજા પરધાન ને રાજના મોટા મોટા ખેડૂત ! જાન્યા ઘેરીને બઠા.

હવારથાં હમ ખાવલાગભી એખી વાદળ નાંય દેખાયનાં આકાશ તે કોરાંજ ! બો તાપ પડી રનો આયે, બધા ઘામાઘીર જાન્યા તે બો દુઃખેં પડનેલેં. તીડકાથી તે ટેવાય ગોયલો, તયભી જાન્યો ઘામાઘીર ! પુણ દુહરાંથી અલાગ જાતનો... બીનેલો આયે. જાન્યાઆ તે આત પા ધુજે. રાજા તે અહાં જાણે કા વરહાત લાવુલાગ જાન્યો ધુણે !

અવેં તે જાન્યા ધણ એરીને રાજા ડોળા કાઢે તાય અહાં જાન્યા લાગ્નાં, જો વરહાત નાંય પડે તે ? ઠયગોહ કજે ? અહાં આખીને રાજા જીવતો સોડીનાંય, ઈભી જાન્યા ખબાર આયે. પુણ બોપોર વીનો ને આઘ્ઘેથેં વાદળેં આવેત દેખાયનેં. જાન્યાતે અહાંજ વીના કા ઈયેં વરહાત્યેં વાદળેં નાંય પુણ માણો જીવ લાવે તહેં વાદળેં !

આકાશ વાદળાંથી ભરાય ગુવાં, દિહ દેખાતો બન વીનો ને આકાશ કાળે કાળે વાદળાંથી ઢાકાય ગુવાં. ગાજવીજ શરૂ વીનાં. ને જરાક વારમાં વરહાત તૂટી પડનો. જેઘે એરે તેઘે પાણી !

રાજા– પરધાન ને ખેડૂતાં તે આજ જાન્યો કુલોક જાણે તી ખબર પડની. બધા જાન્યા બો વખાણું મન્ના.

રાજા તે બો ખુશ વીગો. રાજેં તે ખુશવીને જાન્યા એક ઘોડો ને એક ગાંવ ભેટમાં ઓયર્કે. જાન્યો તે ઘોડાપાર બહીને ઘરાધણ જાંવ નીંઘનો, ઘોડાપાર બહીને ઘરાધણ આવેત જાન્યા એરી ને ફળિયાએ પોહીં ડોહ્યે આયખાં કા જાન્યો બાલો તે ઘોડો લાવનો. ડોહી તે ઘોડાપાર બહીને આવેત જાન્યાએરીને બો ખુશ વીની ને ઘોડાઈ ને જાન્યાઈ પૂજા કધી.

પછી ઈણાં બન વીનેલાં મુંય બોલું મન્નાં ! ઈયે તે જાન્યાઆં પરાક્રમ આખે ગાંવામાં આયખાં. પુણ

જાન્યો તે અગ્ગોજ ! રખેને રાજાઆં તીજાં કામ આવી પડે.

# ખંધાડ કડકોબાલૂસ

**ગુજરાતી કથાસાર**

એક યુવાન શરીરે તો હટ્ટો કટ્ટો પણ ભારે આળસુ એટલે ખંધાડ (ઘરજમાઈ) જાય છે. ત્યાં પત્ની માથાભારે છે. વાત વાતમાં ખાસડાં મારવાની બીક બતાવે છે. ત્યારે ખંધાડ યુવાન પત્નીના નાકની નથમાંથી બાણ કાઢીને પોતે કેટલો બળવાન છે તે બતાવે છે. હવે પત્ની ડરવા લાગે છે. અને ઠપકો આપે છે કે તારા કરતાં તો બાપ બાપ બળીયા આ દુનિયામાં છે.

પત્નીના આ શબ્દો ખંધાડની આંખ ઉઘાડે છે, ખંધાડ બળીયા શોધવા નીકળી પડે છે. ઘરની બહાર નીકળ્યા પછી એને ઝાડ પર બેસી આકાશ સામે દેવલોકમાં ભરાયેલી સભા જોતો આંધળો, અગાઉના દિવસે છોડેલા બાણની બીજા દિવસે પાછા આવવાની રાહ જોતો માણસ અને પલકમાં માઈલોનું અંતર ચાલનાર કાપતો માણસ. એ ત્રણે બળીયા લાગે છે. એટલે મિત્રો બનાવે છે.



ચારે મિત્રો ફરતાં ફરતાં એક નગરમાં પહોંચે છે. ત્યાં રાજકુમારીનો સ્વયંવર રચાયો છે. પણ સ્વયંવરની શરતો એવી કઠીન છે કે કોઈ પૂરી કરી શકતું નથી. મિત્રો શક્તિશાળી છે. એટલે મિત્રોની મદદથી ખંધાડ શરતો પૂરી કરી બતાવે છે. અને રાજકુમારીને પરણે છે. પણ રસ્તો બતાવનાર આગલી પત્નીને ભૂલતો નથી તેને પણ પોતાની સાથે રાખે છે.

એક ગાંવામાં એક ડોહી ને તીણી એકની એક લાડકી પોહી રઈ. પોહો નાંય મેળે ઉલેં ડોહીઆં બધાં વાલ પોહ્યે પાર ! અવેં પોહી જુવાન વી ગોઈ, ઉલેં ડોહી પોહીએ હારું નવરોહ હોધુની ચિંતામાં આયે.

પુણ ડોહ્યે એક વાતની બો ચિંતા. જો પોહીયે પન્નાવીને હહારવાડી દ્વડીં તે



માં એરનાર કુણ ? અહે ઘડપણમાં માણી ચાકરી કુણ કરે ? ઉલેં ડોહી પોહીએ હારું ખંધાડ હોધે.



પોહી આયેહ હમજાવતાં આખે, વાય … ઓ … વાય, ખંધાડ તે અહો રવો જોયે કા દિહામાં હાતવાર નાંય પુણ હત્તરવાર ખાહડેં પડે તયભી ચૂં કા ચાં નાંય કરે, આપડે આખું ઉલાં કરે.

ડોહી પોહીએ હારૂં ખંધાડ હોધે, પોહીભી ફીરુલાગ જાય તે પોહાં એરી લે, એગ્ધીં અક્કેલીઓ ઓછો વે તે તિયાર વેભી ખરો, પુણ જીયાર હાત ખાહડેં ખાવની વાત આવે તિયાર ખાહડેં ખાધા પેલાંજ તિયામાં અક્કેલ આવી જાય ને જીરીતીરી વાત ચાલનેલી વે તય મોડિયાં પડે.

ડોહ્યે તે જવાંય હોધુની એક હાજી રીત હોધી કાઢેલી. લારીગલ્લે ગમ્મે તાં પૂછે. એગ્ધીં જુવાન પોહો એરે ઉલેં ડોહી પૂસુનાં નાંય વિહરાય, પૂસીજ લાખે.

'' ખંધાડ આવુનોહ કા ? ''

ઘણા મશ્કેરી કરવાવાળા પોહા તે ડોહ્યે બરાબર ઓળખી ગોયલા ઉલેં ડોહીએ પૂસે.

'' કુણાં આરીં ? ''

ફિરેત ફિરેત એકદીહ ડોહી આટવાડે પોંચી ગોઈ. આટવાડામાં તે બો બધા જુવાન બાંડગા !

તાં એક પાનાએ ગલ્લે ચાર– પાંચ પોહા બઠેલા પાન ચાવીને જેધે ફાવે તેધે થૂકે તાય. આવતાજાતાઈ મહકેરી ભી કરે. અહા પાનાએ ગલ્લે બહનેલા પોહાંપાર ડોહીઈ નજાર પડની. પસી ઈણાં ટકળાં બન રયકા ?

ડોહી તે પાનાએ ગલ્લાહીં પાહે ગોઈ. ડોળાપાર આત રાખીને પોહાં એરી એરી લેધા, ને પૂયસાં,

'' ખંધાડ આવુનાહ કા ? ''

પોહાં તે ગમતી વાત જડી ગોઈ ને બોલી પડના. આયલે, તું એ ઉમ્મારે પન્નાવનીહ કા ? અહે ઉમ્મરે ખંધાડ હોધતાં હરામમરામ આવે કા નાંય ? ને તીભી પાસી આમાં જહા ચઢતા લોંયવાળા બાંડગા પાર નજાર બગાડીને ખંધાડ રાખું કરેહ કા ?

ડોહી આખે, બાપા, માં આરીં નાંય, માણી પોહી કુંવારી આયે, તીયે આરીં ખંધાડ આવુનાહ કા ?

પાંચ જણામાંથો એક પોહો બો ભૂંડો, ખોડીયાણ ભી બો ને આખે આડકાઓ, તેણે પાનાઈ પીચ કરીને પીચકારી મારીને ખંધાડ જાવની તક ઝડપી

લેતાં આખે, આયલે, માં લેજે, મેં ખંધાડ આવુલાગ તિયાર હોજો.

અહાં આયકીને ડોહી તે ખુશ વી ગોઈ. અહતાં અહતાં આખે, ચાલતે પસી આજથોજ તુવાં ખંધાડ રાખી લેધો, પુણ માણે પોહીઈ એક શરાત આયકી લે, દિહામાં માણે પોહીએ આતને હાત કા હત્તાર ખાહડેં ખાવેં પડે તે ખાવ ને ? ને હાત ખાહડેં ખાય પસી તું કાંય કામ નાંય કરેહ તયભી ખાવનાં તે જડીજ.

પેલેં વિચાર કધો, હોદ્દો કાંય ખોટો નાંય મેળે, પસી એરી લેંય, પુણ ઈમીં જાંવ દે.

એણે તે ચાર દોહતારાઓ સાથસોયડો ને ડોહ્યે આરીં ચાલી મૂયકાં, ને જીરીકવારમાં ડોહીહે તાં !

એ પોહાએ ઘરનેં તે કાંયભી નાંય જાણે, પેલીં ચાર જણીં વેળણાંહ વાત કધી તીયાર ખબાર પડની કા ખંધાડ ગો આયે.

ડોહ્યે આરીં પોહો એરીને પેલી હમજી ગોય કા માણો ખંધાડ આવી ગો આયે. ઉલેં ઘરમાં ગોઈને વેગ વેગ તિયાર વીની, ડોયેપાર ઘડખાં લાયખાં ને આથામાં પાણી ભરેલી કહલી લેને પેલો બઠો અતો તાં જાયને ઊભી રની, શુકાનના પયહા લાખવા પડે. પેલેં તે ગજવામાં એયરાં પુણ ગજવામાં તે પાંચિયોભી વેતે અરામ બરાબર.

એણે તે ડોહ્યે બોંમ પાયડી, આયલે… ઓ…. આયલે, તુણે ઘડખાએ હેડે પાવલીમાવલી બાંધેલીવેહ તે દેની, નેતે શુકનમાંજ ખાલી કહલી લેવી પડે અહાં આયે, મેં કહલ્યેમાં પયહા લાખેં પસી પોહીએ પાહેથી લે લેઈહ.

ડોહ્યે તે ઘડખા એ છેડે બાંધેલા પયહામાંથી પાવલી કાઢી ઓયફી, ખંધાડેં તે કહલ્યેમાં ખડીંગ કરતી પાવલી લાયખી. પોહ્યે હરખી એરી લેધી પસી કહલી લેને આતને મુંય ધોવી લાયખાં. પાસી પાથી ડોયે હુધી એરી લેધી ને જાણે જાહેર કરેથુય તહો આખે.

'' વાય તુણી પોહી તે એરતાં ગમી જાય અહી, માં ગમ્ની, પુણ વેવા કિયાર કરુનીહ ? ''

ડોહી આખે… જે, આજથો તુવાં ખંધાડ બનાયવો. અવેં માણે પોહીએ આતની પોળી ને ખાહડેં ખાયા કર, ને હરખો ટકી ગોહ તે મયનામાં વેવા વી.

પેલો તે ખંધાડ રનો, પેલે દિહ તે હાજાં ખાવાયડાં, ઈયા તે હાજો ગણકાયવો, બરાબર પેટ ભરીને ખાવનાં જડનાં ઉલેં તરાતીજ હૂઈ ગો, હવારે હદીકો ઊઠનો ને

આંગણે બહીને દાતુણ કરું મન્નો.

પોહી તે આરામથી ઉઠની, હવારમાં એરે તે પેલો આંગણે બહીને દાતુણ કરે તાય, ઉલી બધી નિરાંત ! પેલીઓ પિત્તો ગો ને ખંધાડા આખે, '' પેલાં તપીલાં દેખાય કા નાંય, હદીકો ઉઠનેલોજ દેહૂંહ તે ચૂલો હળગાવી પાણી તે ધગાત થવતોહ.''

'' હવાર હવારમાં મગાજ રખે બગાડ, તું માં નોકોર બનાવીને લાવનેલીહ કા ઘરવાળ્યો ખંધાડ બનાવીને ? પાણી ધગવુંનીહ તે ધગાવ નેતે હેળાંજ ઓંધોળ, આળાહ આવે થુવે તે હૂઈજે, તુણે હારું મેં પાણી ધગવેંમગવેં નાંય, '' ખંધાડે તે આણો અસાલ મિજાજ દેખાયડો.

ખોડીયાણ ખંધાડેં તે દુહરે દિહામાંજ ગરામ મિજાજનો પરચો દેખાયડો ઉલેં પેલીભી ખીજવાટાયની, તય ધીરેથી આયખાં, ચાલતે પછી ડોલીમાં હેળાં પાણી તે રેડી દે.

ખંધાડેં તે તરાતીજ આયકાયવાં, આજ હુધી કેણો તુણો બાહ પાણી રેડી દે થતો, ઓંગ્ળુંહની તે ઓંઘાળ નેતે કટણાયલી જ ર. મેં કાંય તુણો મજૂરીયો નાંય મેળેં.

ઉલી બધી દાદાગીરી ! તીભી માણેજ ઘર ! ને પેલ્યે તે ખંધાડાએ ડોયે પાર ખાહડાં આફળાં ને ખાહડેં ખાવાડુની શરૂવાત કરી દેધી.

ખંધાડ તે દાતુણ ચાવે થતો, જરાક ખોંખારો ખાધો ઉલામાં તે ડોયેપાર ખાહડો પડનો. તિયાર ખબર પડની કા જિંદગ્યેમાં પેલીવાર ડોહાડીએ આતનાં ખાહડાં પડુની શરૂઆત વીની આયે.

એણે તે ડોયે આત ફેરવો, કાંય બોલ્નો નાંય, એણે તે મનમાં એક વાત નક્કી કરી લેધી કા મોફોત ખાવનાં જડે થુવે તે આરીં ભેગાં ખાહડાં ખાવાંપુણ પડે. ઈમીં મુખવાસ જડે અહાં માનુનાં, વેવા તે વીંવદે, પસી ઈયે દેખાડેં.

બોપોર વે ઉલામાં તે ડોહ્યે ખાવનાં બનાવી લાયખાં, પોહીએ વેંટી કાયઢાં, ને તીની જણેં ખાઈને ઉઠી ગુવેં. એેંઠેં બાહણેં જાં ને તાંજ.. !

ખંધાડેં તે પેટ ભરીને ખાધેલાં, ઉલેં ઝોકાં આવી ગુવાં ને ખાટલે આડો પડનો. ખાટલે આડો પડનેલો એરીને પેલ્યે બમાયટાં, ખાવનાં વાયે બનાયવાં, મેં વેંયટાં, અવેં બાહણેં કુણ તુણો બાહ ચોળુનો ?

જાણે કાંય આયકે નાંય થુય તહો પેલો તે ખાટલે ડોળા ઢાપીને પડી રનો,

તહામાં મુવાંપાર ખાહડાં પડનાં, બિચારાઈ નીંદ ઉડી ગોઈ.

પેલી વીઢુ મન્ની, અહો પાડો જહો પડી રવનોહ વેહતે, ને ઘોરી ઘોરીને રેંક્યા જહો કરેહને આમણી નીંદ બગાડુનોહ વેહ તે આજું હાચવીહ, દુહરાં ખાહડાં પડી, ઉલેં વેગ વેગ ઉઠીને બાહણેં ચોળી લાખ.

તયભી ખંધાડ તે ઉલો નકટો કા ખાટલેથો નાંય ઈલ્નો, પેલી તે ખાટલાહીં ગોઈને આત ધરીને ઉઠાડી કાયઢો ને વીઢની.

આળહુ તે કુલોક આળહુ, આઝું ઓંઘળુનાં ઠેકાણાં નાંય ને વેગ વેગ ખાઈને આડો પડી ગોહ. નઈ જે ને ઓંઘળી આવ. આરી માણેં ને વાયને ઘડખેંભી લેજે, સબકાટી લાવ.

ખંધાડ ખાટલેથો બઠો વીનો, ઈયા હમાજ પડી ગોઈ કા અવેં ઈ માં નાંય હુઉં દે. ઉલેં ઘડખેં માંગીને નઈ ગો. નઈ જાઈને ઘડખાઓ પોટળો આફળી દેધો ને ઓંઘળી લેધાં. પસી એક મોટે દગડાપાર ઘડખેં ઉલેં છબકાયટેં કા ઘડખેં ચીરાય ને ચીથડેં કલ્લાયખેં. બધી કાળ ઘડખાંપાર કાયઢી, ને પોટળો બાંધીને ઘર ગો. એકભી ઘડખાં હાજાં નાંય રાખેલાં.

પેલ્યે ઘડખેં એરીને બોંમ પાયડી.

'' ઓ... વાય, ખંધાડેં તે બધેં ઘડખેં ચીરી લાયખેં. ''

નકટો ખંધાડ આખું મન્નો કા આજ હુધી ઘડખેં ધોવેલે નાંય, ને આવડેભી નાંય, ઉલેં ચીરાય ગુવેં. દુહરીદાહ દેયઝાહ એરેંહ, ઘડખાં કાંયભી નાંય વે.

ડોહીએ નક્કી કરી લાયખાં કા અવેં વેવા કરીજ લાખુની કજેકા ખંધાડ ખાહડેં ખાવામાં જરાભી આળાહ નાંય કરે, અગ્ગોજ ખાઈ લે, જરાક આળહુ આયે, પુણ ખોબ ખાહડેં પડી ઉલેં કામ કરતો વી જાય. બાકી બેયાંઈ જોડી તે બો જબરી, રામ ને સીતાએ જહી.

ડોહીએ તે બેયાં પન્નાવી કાયઢેં.

વેવા વીનાને દુહરેજ દીહ ખંધાડે ખાહડેં દબાડી પાયડેં.

ખંધાડ એક વાંહ હોધી લાવનો. તાણી એણે ધંધુડી બનાયવી ને બાણ ભી બનાયવાં. બાણાએ હેડે એક આરીવાળો હુયો રાયખો.

રાતીહનાં ડોહાડચે ધંધુડીને બાણ એયરાં ઉલેં તરાતીજ પૂયછાં. '' ઈ તીરકામઠાં આં કજે થવેલાંહ ? ''

પેલેં જવાબ ઓયફો, આજ હુધી તુણેં ખાહડેં બો ખાધેં, અવેં ધરાય ગો ઉલેં

અવેં મેં કુલોક બળીયો જબરો તીં તુવાં દેખાડુનો આયેં, માઠેં તિયાર ર.

પેલી આખે. ઈમીં જો માણે આતનો એક ખાંહડો પડી તે જબરો –ફબરો બધાં નીંધી જાય !

ખંધાડ આખે ચાલ તે તિયાર ઉર્મીંજ દેખાડેં. અહાં આખીને ડોહાડીયે જરાક આઘે ઊભી રાયખી ને મુવાધણ બાણ છોયડાં ડોહાડી ઘાભરાયની ઈયે તે અહાં જ વીનાં કા અવેં મેં પુરી વી જાવની. પુણ કાપલાં તે છન્‌ન કરેત પેલીએ નાકાએ વાળયેમાંથાં નીંધી ગુવાં. ને પેલીઆં નાક બચી ગુવાં.

અવેં તે ખંધાડ રોજ પેલ્યે જબરાણ કરીને ઊભી રાખે ને નાકાએ વાળ્યેમાંથી કાપલાં કાઢી દેખાડે.

પોહીતે ચિંતામાં પડની કા ઓ ખંધાડ તે માં મારી લાખુનો, ને અવેં ચિંતાને ચિંતામાં ખાહડાં મારુનાં ભી વિહરાય ગોઈ. ખાવનાંભી બરાબર નાંય ખાય ઉલેં માંદી વી ગોઈ.

ડોહી રોજ વિચારે કા પોહીઉલી ઢીલી કજે વેત જાય તાય ? ખંધાડા ખાહડાંભી નાંય મારે, કાંય વધારે બોલેભી નાંય, ને વધારે ખાયભી નાંય, કા વીનાં વી ?

એકદીહ ખંધાડ નઈ ગો ઉલેં ડોહ્યે પોહ્યે પૂસી લેધાં. બાય તું ખાહભી નાંય, ને માંદી વેત ચાલનીહ. ને અવેં તે તુણે ખંધાડા ખાહડાંભી નાંય મારેહ, કહાઈ ચિંતા આયે તીંતે આખ.

'' વાય... ! કા કરેં ? ઓ ખંધાડ તે રોજનોહ માણે નાકાએ વાળ્યે માથો કાપલાં કાઢે. પસી માં પૂસે કા બળીયો જબરો કુણ ? તિયારમાં આખવાં પડે કા તું બો બળિયો– જબરો ! નેં જો ના પાડેં તે પાસ્સો નાકાએ વાળ્યે માંથાં બાણ કાઢે. માંતે અવેં અહાં વેકા એગ્ધેદીહ ઓ માં મારી લાખુનો. અવેં તે હપનેભી બાણાએંજ આવે, અહાં આખતાં આખતાં પોહી રડાય ગોઈ.

ડોહયે હમાજ પાડતાં આયખાં. ઓ કુલીકવાર વાળ્યેમાંથાં બાણ કાઢી ? તું આજ અહાં આખ કા ઈ તુણે ધંધુડયેથી કુણ બીએ ? તુવાંથીં તે બાહ બાહ બળિયા, તુંજ કાંય બળિયો જબરો નાંય મેળેહ, અહાં આખી દે. પસી તું એર, તુણે કાંય ચિંતા નાંય રય.

ખંધાડ તે બોપોરે ઓંઘળીને આવનો. ખાઈને હુઈ ગો. રાત પડની ઉલેં ધંધુડીને કાપલાં તિયાર કધાં ને ડોહાડચે તિયાર કધી. આઘે ઊભી રાયખી, આંચી

કરીને કાપલાં સોયડાં ને તીં વાબ્યેમાંથી નીંઘી ગુવાં.પસી પેલેં પૂયસાં, આખતે એરેંહ, કુણ બો બળિયો જબરો ?

પેલ્યે તે તરાત જવાબ ઓયફો, અહાં ઘંઘુડારંયને કાપલાં મૂકીને ડોહાડચે બિવાડેહ કા ? ડોહાડીએ નાકા એ વાબ્યેમાંથો બાણ કાઢે તો બળિયો નાંય આખાય. તુંવાંથી તે બાહ બાહ બળિયા.

ખંધાડ આખે, તુવેં એરેલાહ કા ?

પેલી આખે, કોળ જહો ઘરમાંજ ચીંડલાય રવનોહ દેહૂં તે કાથી ખબાર પડે !

ડોહાડીઈ અહી વાત આયકીને ખંધાડ ચેતનો, ડોહાડીઈ વાત હાચી લાગની. ને બોલ્નો, તે પસી મેં તે બળિયો હોધુ લાગ જાવનોજ.

ને ખંધાડ બળિયો હોધુલાગ નીંઘીં પડનો. ડોહયે તે ઠીક પુણ પોહયે અવેં નીરાંત વીની.

બેય જણ્યા આખે, '' હાય... ! ઓ ખંધાડ ગો ને હકાહ વળની ''

ખંધાડ તે બળિયા હોધુ લાગ નીંઘનો ડોહાડયે આખેલાં ને નીંઘીં પડનેલો. ને આખી રાત ચાલનો. અવેં તે હવાર વીની.

ખંધાડેં તે ચાલ્યાજ કધાં. ઉલામાં ખંધાડાઈ નજાર એક આમલીએ ઝાડાપાર પડની.. તે ઝાડાએ સીમટે એક માણુંહ એયરો ઉલેં ખંધાડે પેલે માણહા બમાયટો, ઉલોબધો ઉપ્પાર ને ઉપ્પાર કજે એર્યા કરેહ ? જરાક નીચે આવ નેં તે આફળાય પડીહ.

પેલે માણહેં તે કાંય આયખાં નાંય, પુણ ખંધાડા ઘણ એયરાં.

તિયાર ખંધાડા હમાજ પડની કા ઓતે આંધળો માણુંહ ઝાડાપાર ચઢનેલો આયે.

ખંધાડે બમાયટો, એ ભાઈ નીચે ઉતાર, એક તે તુવાં દેખાય નાંય ને પાસો ઝાડા પાર ચઢનેલોહ.

પેલે આંધળેં તે ઓટાપાર આંગ્ઠી થવીને ઈશારો કધો કા ઈમી રખે બોલેહ.

ખંધાડ અગ્ગોજ ઊભો રનો, જીરીકવાર પસી આંધળો ઝાડા પારથો ઉતારનો.

નીચે ઉતરીને ખંધાડા વાત કધી કા આજ તે દેવલોક ભેગા વીનેલા, તીં એરેં થતો. એ આમલ્યે નીચે ડાળેં ને પાનેં આડેં આવે થતેં ઉલેં હરખાં દેખાયનાંય થતાં. ઉલેં આમલ્યેપાર ચઢીને હરખાં એરી લેધાં.

''દેવલોક હુધી નજાર.... !''

ખંધાડ તે વિચારમાં પડી ગો કા એ આંધળાઆ ડોળા કુલાક જબરા.... ખંધાડ કાંયભી નાંય બોલ્નો પુણ માની ગો કા ઓ આંધળો માંથી બો જબરો આયે.

આંધળેં તે ખંધાડા ઘર હાયદ્દો. આખી રાતનો ભંગ્નેલો ઉલેં જરા પુણ આનાકાની નાંય કધી ને આંધળાએ ઘર ગો, તાં એક રાત રનો ને દુહરેદિહ જાવલાગ તિયાર વીનો.

આંધળો આખે, '' તું એખલોજ કજે ?, ચાલ મેં ભી તુવાંજ આરીં આવુંનો '' ખંધાડા આરીં આંધળો જોડાય ગો ને બેય નીંઘના. બો ચાલ્ના ને એક ગાંવ દેખાયનાં. તાં રાતવાહો કરુનાં વિચારે થતા ઉલામાં તે બેયીં એક માણુંહ એયરો.

તે માણહા એ આથામાં ધંધુડી આયે, ધંધુડી ધરીને આકાશમાં એર્યા કરે. નજાર આકાશમાં જ. તાણે પાહે જાયને બેય જણા ઊભા રના ને પૂયસાં, ભાઈ તું આકાશમાં જ કજે એર્યા કરેહ ?

પેલેં જવાબ ઓયફો, આઝું તે અગિયાર વાગના, બાર વાગા હુધી એરવાં પડી.

અહાં કજે ? બેયાં નવાય લાગ્ની. પેલો આખે, મેં આજ બોપોરનાંહ જો આકાશમાં બાણ સોડેં તે તીં ઉલે ઊંચે જાય કા તીયા પાસાં લેવ લાગ દુહરે દિહ બોપોરે આવવાં પડે. માણાં કાલનાં સોડેલાં બાણ ઈમીં પડુનાં આયે તાણી વાટ એરેં તાંય.

કુલોક રા બળિયો ! ખંધાડ ને આંધળો તે મુવામાં આંગઠયા લાખી ગુવા. ભાઈ તું તે બો બળિયો ! અહાં આખી બેય જણા તાથા જાવલાગ તિયાર વીના.

બેય જણાં ઊભા રાખુલાગ પેલો આખે, તુમીં તે માણા પાવણાહ. જીરીક વાર રંઈને નીંઘું મેં બાણાઆરી હોપાર્યા દવડેલ્યા આયેં. તીયા ઉપ્પાર દિહાએ ગરમીથી હેકાય ગુયા વી ને રાતીહન્યા ઝાકળાથી ભીજીને પોચ્યા પડી ગુયા વી. તિયા અવેં પડી. તીં ખાઈને પસી જાંવ.

બોપોર વીનો ને બાણ પડનાં. આરીં હોપાર્યાભી પડન્યા. બાણવાળેં તે મુઠેમાં ભચેડીને હોપારીઆ ટુકડા કધા ને બે પાવણાંહ ઓયફા. પસી બેય જણા હોપારી ચાવેત ચાવેત બાણવાળા આરીં ગુવા.

ખંધાડેં ને આંધળેં બાણવાળા હરખો ઓળખી લેધો. પોતાઈ તાકાત એ બાણવાળા કરતાં ઓસી આયે, અહાંભી હમજી ગુવા. બેંય જણીં એક રાત બાણવાળાએ તાં કાયઢી.

હવાર વીનાં ઉલેં ખંધાડ ને આંધળો જાવલાગ તિયાર વીના. તિયાર બાણવાળો આખે, અહા એખલાજ કાં જા ? મેં ભી તુમાં આરીં આવુનો.

તીની ભેગા વીના ને ચાલું મન્ના. ચાલતાં ચાલતાં ધુંધરાં પડી ગુવાં.

એક મોટાં પાડ આવનાં, તીં પાડ વટાવતાં હવારાં પડનાં પુણ પાડ પુરાં નાંય વીનાં.

આખી રાત તીની જણા પાડમાં ચાલના, પુણ વાટેમાં ગાંવ તે કા પુણ ઘરભી નાંય દેખાયનાં. ને આં હવારામાં એક માણુંહ ઝાડે ફીરુલાગ આવનેલો અતો તિયા એયરો.

અવેં તીનાં નિરાંત વીની કા પાડ પુરાં વી ગુવાં આયે. પેલો માણુંહ ઝાડે જાઈને પાસો ફીરે થતો ઉલામાં તાણે પાહે તીની પોંચી ગુવા.

પસી પૂયસાં, એભાઈ, ઈં પાડ અવેં પુરાં વે કા ?

પેલેં જવાબ ઓયફો, આઝું તે તુમીં અધ્ધે આવનાહ, આખો દિહ ચાલઝાહ ને ધુંધરાં પડી તિયાર પાડ પુરાં વી.

તું ઉલે બધે આઘે ઝાડે ફીરુલાગ આવેહ કા ? તીનીં પૂયસાં.

પેલો આખે, તુમીં પાંચદિહ ચાલા તુલાંતે મેં અધ્ધી વેળમાં ચાલી કાઢેં. ઉલેં રોજ દાતુણ કરેત આવેં ને દાતુણ પુરાં વે ઉલામાં તે ઘર પુગી જાંય.

તીની જણા વિચાર કરે, એ માણહાઆ તે પા આયતા પુણ ડગ બો મોટા ! ઓતે આપાં કરતાં બળિયો.

'' ઓતે ભાઈ ટાંટયા બળિયો ! ઈયાં આરીં આપાં નાંય પુગાય, ટાંટયા બળિયો આખે, આજ માણે તાં ચાલા, તુમી માણા પાવણાહ, પુણ તુમાં આરીં ચાલતાં તે રાત પડી ઉલેં તુમીં હિધી વાટે ચાલા, મેં ઘર જાઈનેં રાંધુંની વાત કરીને તુમાં લેવલાગ પાસો આવેં.

ટાંટિયા બળયો તે ધીરો જહો ગો ! પેલા બે તીન ગાંવ ચાલના વી તુલામાં તે પાસો લેવલાગ આવી રનો. ચારી જણા વાતેવાતે ચાલે તાય. રાત પડની ને ટાંટયા બળિયા એ ઘર આવી પુગના.

ટાંટિયા બળિયેં તે બો ગણકાયરા, ખાઈને હૂઈ ગુવા. હવાર વીનાં ઉલેં તીની આગાળ જાવલાગ તિયાર વીના. ટાંટિયા બળિયોભી આરીંજ ગો. ચારી ચાલું મન્ના ને ચાલેત ચાલેત એક મોટા નગારમાં પેહના.

તે નગારમાં ઢંઢેરો પીટાય રનો આયે, ઢંઢેરો કુંવરીએ સ્વયંવરનો આયે, પુણ

સ્વયંવરમાં કા કરુનાં તીં આયખાં નાંય, ખંધાડેં વિચાર કધો નસીબ અજમાવવા જહાં ખરાં. ઉલેં તીનીં જોડીદ્દારાં લેને દરબારમાં ગો તાં સ્વયંવરમાં કા કરુનાં તીં આયખાં.

'' આંથાં હ માઈલ આઘે બારગાંવ મોટાં તળાવ આયે તાંથેં એક અજાર કમાળેં કલાકમાં તોડી લાવેને રાજા જો ઓફે તીયા આરીં કુંવરી પન્નાવુંની. ''

હ માઈલ હુધી કલાકમાં પોંચાય અહાં નાંય અતાં. તળાવ હોધતાંજ બેતીન દ્દિહ તે નીંઘી જાય. પસી હરખી તપાહ કધી તિયાર ખબાર પડની કા તળાવાઆં તળિયાં તે પાતાળમાં ! ને કમાળ કુણાથી તોડાય નાંય. કમાળ તે એક મોટો નાગ હાચવે ને પાસો હિયાળો !

તયભી ઓ ખંધાડ આરે અહો નાંય અતો. એણે તે બધાં ગોઠવી કાયઢાં ને રાજાએ પાહે જાયને સ્વયંવરમાં ભાગ લેવની વાત કધી.

રાજેં તે હા પાયડીને આયખાં કા સમાય લખવાડીને નીંઘા. એક કલાકમાં કમાળેં લેને આવા તે કુંવરી પન્નાવેં.

ખંધાડેં રાજાએ માણહાંએ પાહે જાયને બધાં ગોઠવી કાયઢાં. પસી ખંધાડેં આંધળા આયખાં, તું વેગ કરતે, એગ્ઘે ઝાડા પાર ચઢીને તળાવ હોધી કાઢ.

આંધળો તે તરાતીજ એક ઝાડાપાર ચઢી ગો. સીંડિ ચઢીને ફેરથાં એરી લેઘાં તળાવભી એરી કાયઢાં, ઝાડા પારથી જ ખંધાડા દ્દિશા દેખાડી ને ઉતરી પડનો.

આંધળે જી દ્દિશા દેખાડેલી તોયે ધામધુનો ઈશારો ખંધાડે કધો ઉલેં ટાંટયા બળીયો નીંઘી ગો. જરાક વારમાં તળાવાઈ પાળીપાર પોંચી ગો. કમાળેંભી તોડી લેઘેં, પુણ નાગ હાંભો વીનો. તળાવમાંથો બાર નાંય નીઘું દે.

શિયાળો અતો. ચાલવાવાળો પાણ્યામાં, ઈયા તે ઉલાં બધાં હીં ભરાય ગુવાં કા ઓતે પાણ્યામાંજ ધુજું મન્નો. પછી નાગાઆરીં કાકરી બાઝે !

અધ્ધો કલાક વીનો પુણ ટાંટયા બળિયો નાંય આવનો. ઉલે ખંધાડ ઘાભરાયનો. ઉલેં ખંધાડેં આંધળા આયખાં, તું વેગ વેગ એરી લેતે પેલો આઝું કજે નાંય આવનો ?

આંધળો તે ઝાડાએ સીંડિ ચડી ગો. તળાવાઘણ એરીને આખે, કમાળેં તોડી લેઘેં આય. પુણ નાગ વાટ ઘેરીને ઊભેલો આયે. ઉલેં પાણ્યા ને પાણ્યામાં હીંયાથી બો ધુજી રનો આયે. ઈયાથી નાગા આરીં બાઝાય અહાં નાંય લાગે.

ખંધાડેં તે બાણવાળા આયખાં કા અવેં તુણાં કામ. આંધળો જેઘે દેખાડે તેઘે

બાણ મારી ને નાગા ભોહળાવી લાખ.

બાણવાળેં તે આંધળેં દેખાયડાં તોયે બાણ સોયડાં. છન્‌ન્‌ન્ કરેત બાણ ગુવાં ને નાગા વીંધી લાયખો. નાગ મરી ગો ને ટાંટયા બળીયો કલાક પેલાં તે અઝાર ફૂલેં લેને આવી રનો.

રાજા તે વિચારમાં પડી ગો, ને જાહેર કધાં કા કુંવરીએ સ્વયંવરમાં તીન જણા જીતના.

તિયાર તીની બોલી પડના, આમાં રહતો દેખાડવાવાળોતે ઓ ખંધાડ, બો બુધ્ધિબળિયો, ઉલેં કુંવર્યે બુધ્ધિબળિયા આરીં પન્નાવા.

રાજાતે તીનાં ઈ વાત માની ગો ને ખંધાડા આરીં કુંવર્યે બો હાજી રીતે પન્નાયવી. પસી રાજા નિવૃત્ત વીનો ને ખંધાડા રાજા બનાયવો.

રાજા બનનો પુણ ખંધાડેં દોસ્તારાં નાંય સોયડા. તીના પરધાન બનાવી દેધા.

ને આગાળવાળી હહારવાડ ! કુંવર્યે વાતમાં હમજાવી પાયડી ને ડોહાડયે ને હાહવેહ રાજમેલમાં હાદ્દી લેધ્યા.

આગાળને ડોહાડયે કાકરીં વિહરાય ? તિયેજ તે લેવડાટીને આણા ડોળા ઉઘાડેલા, ને ઉલેં તે આજ રાજા બનનો.

# માટીડાઓ ખૂની નાતરો

**ગુજરાતી કથાસાર**

એક રાજા પોતાના કુંવરનેપરણાવે છે. પછી રાજાને વહુ ગમતી નથી. એટલે કુંવરીને કાઢી મૂકવા કુંવરને કહે છે. પણ કુંવર માનતો નથી. અને સગર્ભા એવી કુંવરીને લઈ નગર છોડી જાય છે. એક દિવસ રાણીને તરસ લાગે છે. કુંવર પાણીની શોધમાં નીકળે છે. એક વાવ દેખાય છે. ત્યાં પહોંચે છે. વાવમાં ઉતરી પાણી લે ન લે એટલામાં એક રાક્ષસ કુંવરને મારી નાખે છે. કુંવરી કુંવરની રાહ જુએ છે પણ આવતો નથી એટલે કુંવરી એક ગામમાં વસવાટ કરે છે. ત્યાં એના પેટે એક દીકરો જન્મે છે. દીકરો મોટો થાય છે. ત્યારે એના મિત્રો એના પિતાજી વિશે પૂછે છે. એટલે નાનો એવો રાજકુંવર માને લઈને બાપને શોધવા નીકળી પડે છે. અને મા એ બતાવેલી એંધાણી મુજબ વાવ પાસે પહોંચી જાય છે. ત્યાં એને પિતાજીની પ્રિય વસ્તુ લાલ લાકડી અને લોટો મળે છે, અને ત્યાં રાક્ષસનો ભેટો થાય છે. કુંવર લાલ લાકડીથી રાક્ષસને ફટકારે છે અને અધમૂવો કરી એનાજ બંગલાના એક ઓરડામાં પૂરી દે છે. અને તે જ બંગલામાં મા સાથે રહે છે. કુંવર મા ને સાતમા ઓરડામાં ન જવાની તાકીદ કરે છે. સાતમા ઓરડાનું રહસ્ય જાણવા મા ઓરડો ખોલી કાઢે છે. અને રાક્ષસનો ભેટો થાય છે. મા રાક્ષસના મોહપાસમાં બંધાય છે. રાક્ષસને કુંવરની લાલ લાકડીનો ડર ભારે છે, એટલે રાણીને આડખીલીરૂપ બનતા કુંવરને મારી નાખવા સમજાવે છે.

રાણી રાક્ષસની વાતમાં આવી જાય છે. અને અંધ હોવાનો ડોળ કરી કુંવરને ભયાનક જગ્યાએ દવા લેવા મોકલે છે. કુંવર બધેજ સફળ થાય છે. પણ પોતાના ઘર આંગણે જ એક લાકડું પોલું કરવા કુંવર લાકડાના પોલાણમાં ભરાયો છે ત્યાં રાક્ષસ કુંવરને ફસાવે છે અને લાકડું દૂર દરીયામાં ફેંકી આવે છે. પણ એક રાજકુંવરી કુંવરને બચાવી લે છે. પછી બંને જણાં રાક્ષસને બંગલા પાસે આવે છે. કુંવર મા ને રાક્ષસ સાથે જુએ છે. ક્રોધે ભરાયેલો કુંવર બંનેને હણી નાખે છે. પછી દાદાના રાજમાં આવી રાજા બને છે.

ભમરીવાળા બાનેહ પાંયે હત્તારવાર પડનો, પુણ કુન્જાણેહ કજે...! બાહ નાંય માન્નો તે નાંઈજ માન્નો.

એ બાહ ને પોહાએ કહાઈભી ખામી નાંય અતી. પાણી માંગે તે દૂધ ઓફવાવાળા આઝાર.

કજેકા ... ? બાહ અતો એક મોટો નગારનો રાજા. ને પોહો... ? એ રાજાઓ એકનો એક કુંવર!

રાજકુંવારેં તે બાહ હામે દરબારમાં જાયને આયખાં. મારાજ મેં એખલો તે તું આખેહ તાં જાંય, પુણ માણી ડોહાડી તે ભારીં પગેં! અહા બે જીવ લેને મેં કાં જાય ? માઠેં આમાં નગારાયે બાર રંવદે.

પુણ રાજાતે એકનો બે નાંય વીનો, નાંય માન્નો તે નાંઈજ.

ને કુંવારેં તે પસી દુહરે નગારામાં રવનાં ગોઢવાં ને બાનોહ મેલ સોડીને ડોહાડયે આરીં નીંઘી ગો.

એકનો એક પોહો ડોહાડયે આરીં મેલ સોડીને જાત એરીને રાણી બો રડું મન્ની. પરધાનાયા ડોળાભી આહોળાંથી ભરાયનાં, પુણ દયાવગારના બાંયતે પોહા કા વોવેહ ધણ એયરાં ભી નાંય!

એ રાજેં આણો એક દોહતાર રાજા, તાણે પોહીએ આરીં પોહા પન્નાવેલો. મેલની હોભા વધાડુલાગ ખૂબ હાજી દેખાય અહી વોહ જાણે કા લખમી. રાજાઓ પોહો તાણે ડોહાડયે આરીં મજેથી રઈ.

પુણ રાજા અવેં નાંય ગમું મન્ની.

કજેકા એ રાજાએ વેવાયાહ આરીં કાંય વાંકા પડનાં, ઉલેં કુંવારા હુકામ ઓફી દેઘો, '' તુણી ડોહાડી આં મેલમાં નાંય જોએ, ઈયે દવડી મૂક. ''

અવેં તે રાજેં રાજ સોડી ભગવાનંઆં ધીયાન ધરવાં જોયે ઉલી ઉમ્મર વી ગોયલી તયભી ગાદ્દયે ચીટકીને અહાં આયખાં.

ઈતે રાજઅટ અતી. એમાં ડોહાડીઈ કાંય ભૂલ નાંય અહાં કુંવાર હમજી ગો ને તીં ભી ભારીંડીલાંહીં અહી બચારી કુંવરીઓ ભોગ વાંક વગાર લેવાય થતો.

ઉલેં કુંવારે ડોહાડયે કાઢી મૂકુનીવાત નાંય માયની. બાહ બો હમજાવી એયરો પુણ રાજા તે એકનો બે નાંય વીનો.

ને કુંવાર ડોહાડયે આરીં નીંઘી ગો. એગ્ઘીં દુહરે રાજ માં રવં મન્નેં. કુંવર્યે સેલ્લા મયના જાય થતા. કુંવર્યે તે ખૂબ હાજે પોહા જનામ ઓયફો. અવેં તે પોહાઈ

હાજી દેખભાળ રાખવી પડી અહાં વિચારીને બેય જણેં રવની હાજી જાગા હોધુલાગ પોહા લેને નીંઘી પડનેં. વાટે ચાલતાં ખરે બોપોરનાંહ રાણયે તીહ લાગની. પાંહે પાણી જડે અહાં નાંય લાગનાં. ઉલેં કુંવારે તે ડોહાડયે ને પોહા એક ઝાડાએ નીચે હેળકુટમાં બહાયડેં. પસી હોધુલાગ ગો. ખૂબ ચાલનો તિયાર કુંવરે એક વાવ એયરી, કુંવાર તાં પોંચી ગો ને પાણી લેવલાગ વાવેમાં ઉતારનો. કુંવારેં તે એક કહલ્યેમાં પાણી ભયરાં ને વાવેમાંથો બાર નીંઘે થતો. ઉલામાં એક રાક્ષસ આવનોને કુંવારા તે વગાર વાંકે માલ્લાયખો. ભૂખાયલી તીહાયલી કુંવર્યે તે આખો દિહ વાટ એયરી, પુણ



કુંવાર પાણી લેને નાંય આવનો, ઘુંઘરાં પડી ગુવાં.

કુંવરી તે પોહા આરીં એખલીજ. કાંઈ કહુતરાં વી ગુવાં અહાં કુંવર્યે વીના ને વિચાયરાં, માણે તે પોહાએ હારું ભી જીવવાં પડી.

માઠેં આં ઉજાડ જાગાએ રવનાં બો હાજાં નાંય, આંતે ચોર લૂટારા ભી આવેને જંગલી જનાવારેં ભી આવે. લૂટાય જાવાં કત્તાં જાનાવારાંએ ઘાકેં આથાં નીંઘી



જાવાંજ બરાબર આયે.

કુંવરી તે પોહા લેને ચાલુ મન્ની, ઘૂંઘરાં પડી ગોયલાં, તયભી ચાલ્યા જ કધાં. ને એક ગાંવ આવનાં, તાં મંદ્દિરાએ વાટલ્યેમાં ભૂખાયલી તીહાયલી પોહાં આરીં હૂઈ ગોઈ.

હવાર વીનાં પૂજારી આવી ગો. તેણે પોહા આરીં એક ડોહાડયે એયરી, કુંવરીએં મેલેં ઘડખેં એરીને પૂજાર્યા અહાં લાગનાં કા એગ્ધીં બિચારી દુઃખી ડોહાડી આયે. પૂજાર્યા કુંવર્યેપાર દયા આવની ને ખાવને બદ્દલામાં ઘરનાં કામ કરુંનાં હોંયફાં.

કુંવાર જરાક મોટો વીનો. એખલો રમતો વીનો. ઉલેં કુંવરીતે એક ખેડૂતાએ ખેત્રે મજૂરી કરું મન્ની.

કુંવારતે તાણે ઉમ્મારને પોહાં આરીં જાતજાતનાં રમે. કુંવાર તે બો ચતુર ને ઓશિયાર, રમવામાં કા પસી બુધ્ધિએ કામામાં કુંવાર કુંણાનાંય બદ્દે.

એકદ્દિહ રમ્તાયમાં પોહેં વીઢાય પડનેં, બધેં પોહેં એક વી ગુવેં ને કુંવારા એખલો પાયડો, બધેં પોહેં કુંવારા બાહ વગારનો. બાહ વગારનો, અહાં આખી ખીજવું મન્ને. પોહેં પૂસે ભલે તુણી આય વી, પુણ બાહ કેધે આયે ? તુંતે બાહ વગારનો.

પોહાંઈ અહી વાત આયકીને કુંવાર તે બો ભૂંડો કરે, ઓતે તરાતીજ ઘર આવનો ને આયેહ પૂયસાં.

'' વાય મેં બાહ વગારનો કજે ? માણો બાહ કાં આયે ? આં ભૂંયપાર માણો બાહ આયે કા નાંય ?

રાણ્યે જવાબ ઓયફો, બાપા તું આયતો અતોહ તીયાર તુણો બાહ માં લાગ પાણી હોધું ગોયલો, તીયારનો ગો તે ગો પાસો નાંય દેખાયનો, ને આઝું તુણો બાહ જીવતો આયે કા મરી ગોયલો તીંભી મેં નાંય જાણેં. તુણો બાહ એક મોટે નગારનો કુંવાર અતો. પુણ તુણે બાલાહ મેં નાંય ગમ્ની ઉલેં આમું નગાર સોડી આવી રનેલેં.

કુંવાર પૂસે, વાય માણો બાહ તુવાં કાં થવીને ગોયલો ? તી જાગા દેખાડ.

રાણ્યે તે કુંવારા તીયાર કધો, ને આય–દીકરોહ, જાથો કુંવાર આયેહ સોડીને ગોયલો તાં આવી પુગનેં. રાણ્યે તે ઝાડ દેખાયડાં જાં બહી બહીને ઈયે આખો દ્દિહ વાટ એરેલી. તો રાજા જેધે પાણી લેવલાગ ગોયલો તે વળ દવડો.

કુંવર પૂસે '' વાય, માણે બાનીહ ખાસ વહતુ કેણી ? ''

રાણ્યે આયખાં, લાલ લાકડી ને કહલી, જીં તુણે બાલેંહ તુણે બાહ આયતો

અતો દ્વિયાર ભેટમાં ઓકે લેં.

કુંવાર તે બાહ જે દિશામાં પાણી હોધું ગોયલો તોયે ગો. આયેહ તે ઝાડાએ એઠેં બહાયડી. કુંવાર બો ચાલનો તિયાર વાટેમાં એક મોટી વાવ દેખાયનીં, કુંવાર તે તરાત વાવેમાં ઉતરી પડનો. વાવેમાંથાં ઈયા કાટખાયલી કહલી ને હૂળી ગોયલી લાકડી જડની, પુણ બાહ મન્નેલો આયે કા જીવતો તી કાંય એંધાણી નાંય જડની. એણે તે વાવેમાંથાં પાણી પીધાં પસી લાલ લાકાડ ને કહલી વાવેમાંથેં જડનેં ઉલેં વિચાયરાં કા માણે બાહ એગ્ધેં આંજ મારી લાખેલો વે તે ? એણે તે એક કામ કધાં. વાવેમાંથો પાણી લાવે ને બાર ઢોળે, પસી પાસો ઉતરે પાણી લાવે ને ઢોળે, આણે તે બાનોહ ખૂની કૂંણતીં હોધવાં અતાં.

પોતાએ બંગ્લામાંથાં પેલે રાક્ષસેં વાવે હીં એક માણુંહ એયરો. કવળો કવળો વાળકાં જહો ! રાક્ષસાએ મુવામાં પાણી આવી ગુવાં, ઓતે બંગ્લામાંથો નીંઘનો ને વાવે હીં આવનો ને કુંવારા લડાયને હારું બમાયટો. રાક્ષસાઈ બોંમ પૂરી નાંય વે ઉલામાં તે કુંવાર તાણે પાહેં પોંચી ગો ને આયખાં, આવ, બો કિયારનો તુણીજ વાટ એરેં થતો.

કુંવારેં તે બાનીહ લાલ લાકડ લેને રાક્ષસાએ પા પાર ઝપેટા મૂયકા. રાક્ષસાઆ ટાંટયા મૂડી ગુવા. ઊભેલા રાક્ષાસાઆ પા ભારઝેલ્કુલાગ અવેં તિયાર નાંય અતા. રાક્ષસ લૂલો વી ગુવોને નીચે પડનો. કુંવારેં તે રાક્ષસાઆ બેય પા ધયરા ને ઘંહલેત ઘંહલેત તાણેજ બંગ્લે લેગો.

એ રાક્ષાસાયે બંગ્લાઆ હાત ખોલ્યા અત્યા. કુંવારેં તે સેલ્લે હાતમ્યે ખોલ્યેમાં રાક્ષાસા પૂયરો ને બારે તાળાં માયરાં.

પસી આયનેહ પાહેં આવીને આખે, વાય, તુણે અવેં મજૂરી નાંય કરુની, વેગ ચાલ, હાજ્જાં ઘર જડી ગુવાં આયે. મેં ભાડે લેધાં, કુંવારતે આયેહ લેને રાખાસાએ બંગ્લે પોંચી ગો. આયને દીકરો રાખાસાએ બંગ્લામાં રંવ મન્ને. પસી એકદીહ કુંવારેં તે આયેહ બંગ્લાએ હાતી ખોલ્ડયાયા ચાવીયા ઓકી દેધ્યા ને આયખાં કા બધ્યા ખોલ્ડયા ખોલુન્યા પુણ હાતમી ખોલ્ડી રખે ખોલેહ, કજે કા હાતમે ખોલ્ડયેમાં ઘરને માલિકાઈ ઘણી વસ્તુ પડનેલી આયે. માલિકાઈ વસ્તુ આપાંથી નાંય અડાય, અહી વાત હમજાવીને કુંવાર તે બાર ફીરુલાગ ગો.

આયતે પોહાઈ વાત આયકીને વિચારું મન્ની, ઈયે અહો વિચાર આવનો કા એ હાતમે ખોલ્ડયેમાં અહો તે કા ખજાનો વી કા ખોલુની ના પાડે. રાણ્યે તે વધારે કાંય

વિચાયરાં નાંય ને હાતમી ખોલ્ડી ઉઘડી લાયખી, તે હાંભો રાખાસ બઠો વી ગો, ને આખ્યું મન્નો.

'' કુલાખાણ દીહથો ભૂખાયલો આયેં, ભૂક લાગનેલી ઉલેં તુવાં ખાવનો '' રાણી તે જીવ બચાવુલાગ નમી ગોઈ ને આખ્યું મન્ની.

'' રાખાસ, તું માં રખે ખે, મેં તુવાં હાળણાં પોળી ખાવાડેં, પસી આપડે પન્નાયને માટી-બયરેં બની જાઉં.

રાખાસ આખે, તું આં એખ્લીજ રહ કા ?

રાણ્યે આયખાં. '' નાંય માણો પોહોભી માં આરીં રઈતાય. ''

રાખાસેં પૂયસાં, '' કુણ, પેલો લાલ લાકડીવાળો કા ? ''

રાણ્યે હા આયખી ઉલેં રાખાસ ઘાબરાયનો ને ઈયા શંકા જાગ્રી કા નક્કી માં આરીં દગો વી.

રાખાસેં આયખાં, '' તું લાલ લાકડીવાળાઈ આય ! માં આરી દગો કરીને તું તે માં મારી લાખવાડીહ, ઉલેં મેં તુવાં ખાઈને પળુનો, માણે એ બંગ્લામાં અવેં નાંય રવાં. ''

'' માણો પોહો તે હવારે ખાયને જાય તે વેળણોહ આવે. ઉલેં આખો દિહ આપડે બો મઝા. પસી ધૂંધરાં પડે ઉલેં તુવાં મેં હાતમે ખોલ્યેમાં પૂરી દેંઈ. '' રાણ્યે રાખાસા હમજાયવો. રાણી તે જરાક પાહેં ગોઈ ને રાખાસા આનોયળો ઉલેં રાખાસ હમજી ગો, રાણ્યે તે રાખાસાએ હારું ખાવનાં બનાયવાં ને ખાવાયડાં.

ભરજુવાન્યેમાં કુંવર કુંવર્યે સોડી ગોયલો, અવેં તે કુંવરભી મોટો વી ગો ઉલેં રાણ્યે એખ્લાં એખ્લાં લાગે. ઉલેં રાણી રાખાસા આરીં પન્નાય ગોઈ. ને માટી-બયરેં જહેં રંવ મંન્ને. કુંવાર આવે ઉલેં તે રાખાસ હાતમે ખોલ્યેમાં ભરાય જાય, રાણી તાળાં મારી દે ને કુંવાર બાર જાય ઉલેં રાખાસા બાર કાઢે ને મઝા કરે. રાણ્યે તે રાખાસા આરીં ગમી ગુવાં. ઉલેં અવેં તે વચ્ચે આવે અહા કુવારાઓ કાંટો કાકરીં કાઢવો તીં વિચારે, કુંવાર મારી લાખુનો ઉપાય હોધે.

એક દિહ રાણ્યે રાખાસેં ઉપાય દેખાયડો, '' તું મીજીં વીજે, કુંવર આવે ઉલેં કાંય દેખાય નાંય અહાં આખુનાં ને દેખાય તાણી દવા કા, અહાં કુંવર પૂસે તે આખુનાં કા વાઘણીઆં દૂદ ડોળામાં લાખે તે હાજાં વે. તુણો પોહો વાઘણીયાં દૂદ લેંવ જાતો દેખાઈ પુણ પાસો આવતો નાંય દેખાઈ. ''

રાણ્યે તે ઈ વાત ગમ્ની. કુંવાર આવે તે પેલ્લાં રાખાસા ખોલ્ડયેમાં પૂયરો ને

પોતે ખાટલે આડી પડની. કુંવાર ઘર આવનો. આજ આયેહ ચિંતામાં ખાટલે પડનેલી એરીને પૂયસાં, '' વાય ! તું આજ ચિંતામાં કજે ? કા વીનાં ? ''

રાણી આખે, '' બાપા, અવેં માણા દિહ પૂરા વીના, માં ડોળીં નાંય દેખાય, મેં આંધળી વી ગોઈ. ''

કુંવાર આખે, '' વાય, તું ચિંતા કાલેંવ કરેહ ? આણો ભી કાંય ઉપાય વીને?''

રાણી આખે, '' હાં, બાપા, આણો ઉપાય આયે. પુણ ઈ કામ તુંવાથી નાંય વી. તયભી તુણે જાણવાંજ વે તે આખી દેં... માણે ડોળામાં વાઘણીએં દૂદ લાખે તે એરતી વેં. ''

કુંવારેં તે આથામાં કહલી લેધી ને ખોલ્યેમાંથો બાર નીંઘનો.

રાણયે પૂયસાં, '' તું ઈમીં કેધે ચાલનોહ ? ''

કુંવાર આખે, '' વાઘીણીઆં દૂદ લેવલાગ. ''

રાણીએ તે અહાંજ રડી એયરાં, પસી ઝોરથી રડેત આખે, '' બાપા તુંવાં વાઘીણ બોહકી ખાય, તું રખે જે. ''

ખોલ્ડયેમાં ભરાયલો રાખાસ અહાં આયકી ને મનમાં આખે. '' હિધો હિધો જાતો વે તે જાંવ દેની, વધારે ટાયલેં કજે કરેહ ? જો ઓ જાવનાં માંડીવાળી તે રોજનાંહ આપડે રંગમાંભંગ પાડી. ''

કુંવારતે વાઘાએ કાપર્યેં હીં પોંચી ગો, તાં કાંપર્યે બાર વાઘીણીએં બચેં રમે થતેં, કુંવાર તે તીયાંઆરીં રમું મન્નો. બચાં તે કુંવારા આરીં રમુની બો મઝા આવની. વાઘીણીએં બચેં તે '' મામા '' '' મામા '' આખું મન્ને. કુંવારે બચાં પૂયસાં. માણી બાઈ કેધે આયે ?

વાઘીણીએ બચીંતે મામો આવનો..., મામો આવનો... અહાં કરેત કુંવારા વાઘીણીએ પાહેં લે ગુવેં. તાં વાઘીણયે કુંવારેં આયખાં કા માણી વાય મીજીં આયે તીયે એરતી કરુલાગ તુણાં દૂદ જોઈએ, માં દૂદ દે.

વાઘીણ આખે, '' જોયે ઉલાં લેલે. ''

કુંવારેં તે કહલી ભરીને દૂદ દોઈ લેધાં. દૂદ લેને ઘર આવુલાગ નીંઘનો તે વાઘીણીએં બચેં તે રમેત રમેત થવુ લાગ આવનેં. રાખાસેં વાઘીણીએ બચાં આરીં કુંવારા આવેત એયરો ઉલેં ખોલ્ડયેમાં ભરાય ગો. રાણયે તરાતીજ ટાળાં મારી દેંધાં ને ખાટલે પડની.

કુંવારેં તે આવીને તરાતીજ આયનેહ ડોળામાં વાઘીણીઆં દૂદ રેયડાં. થોડીકવાર પછી રાણ્યે ડોળા ઉઘડા ને બોલ્ની કા બાપા આઝું કાંય દેખાય નાંય. તું કેઘે બઠેલો આયેહ ? પસી આખે. '' જો જંગલી હાથીણીઆં દૂદ લાવેહ તે હાજાં વે. ''

કુંવાર તે રાને રાને ભટાકનો ને હાથણી હોધી કાયઢી, દૂદ દોઈ લાવનો. ડોળામાં લાયખાં પુણ હાજાં નાંય વીનાં. રાણ્યે તે નડગીઆં દૂદ માંયગાં, કુંવાર તીં ભી લાવનો, ડોળામાં લાયખાં પુણ તય નાંય દેખાય.

એક દિહ રાખાસ રાણ્યે આખે. '' મેં તે ખોલ્ડયેમાં ડચકી ડચકીને, દબી દબીને કંટાળાય ગો, જીવેં તાં હુધી માણે ખોલ્ડયેમાંજ રવનાં કા ?

ને એગ્ઘે દિહ તુણે ડિચકેંહ જો ભાયળો તે લાલ લાકડીએ હપાટે ચડવીહ, ને તુણો પોહોમાં બડવી બડવીને દોદ્દરો કરી લાખી. પસી મેં કાંય કામનો નાંય રંઈ. રાણી આખે. '' મેં તે હત્તાર જાતનાં દૂદ લાખી લાખીને અવેં હાચેજ મીંજી વી જાંય. ઈયા કરતાં ઘણા દિહ આપડે ઘરાથી આઘે રઈને તાંજ મરી જાય અહી જાગાએ દવડું તે.. ?

રાખાસ આખે, '' વેગ દવાડ, નાંય તે પસી મેં પળેં. ''

એક દિહ રાણ્યે કુંવારા આયખાં, '' બાપા, માણે ડોળાઓ કાંય હાજો ઉપાય કર, માં તે તુણાં મૂંય બો... એરું કરાય. ''

કુંવાર આખે, '' વાય, માં દેખાડ, આઝુ કેણો ઉપાય બાકી આયે ? કેણી વણસી લાવવી પડી ? તીં આખ. '' ઉલેં રાણ્યે કુંવારા આયખાં કા માણે ડોળામાં ભમ્માર દરિયાઆં પાણી લાવીને લાખે તે નક્કી હાજાં વી જાય.

કુંવાર તે કહલી લેને દરિયાએ હેડે આવી પોંચનો, પુણ ઓતે દરિયાઓ હેડો ને ભમ્માર દરિયો તે અઝ્ઝાર માઈલ આઘે ! ઉલેં જરાક આરામ કરેં પસી જાંય અહાં કરીને કુવાંર એક તાડાએ નીચે બઠો, તાં તાડા પાર એક નાગ ચઢેત એયરો. તાડાપાર ગરુડાએં બચેં અતેં, બચાં બચાવુલાગ કુંવારે નાગા મારી લાયખો ને તાડાએ નીચે હૂઈ ગો. તુલામાં તાડા પાર ગરુડ બચાંએ હારું એક વરીહનાં પાડાઆં બચાં લેને આવનો ને બચાં ખાવલાગ ઓયફાં, પુણ બચીં તે નાંય ખાધાં ને ગરુડા પૂયસાં, '' આમણે કુલેંક ભાહ ને બણીયાહ અતેં ? ''

ગરુડ આખે, '' બો બધેં. ''

બચેં આખે, '' આપડો વંશવેલો નાગ ખાઈ જાય થતો, આજભી આમાં ખાવલાગ નાગ આવનેલો, પુણ નીચે હૂતેલા માણહેં આમાં બચાયવેં, ઉલેં આપડો

વંશવેલો બચાવવાવાળો ઓ માણુંહ, આણાં જી કામ વે તીં કરેહ તે ખાંવ. ''

ગરુડ તે તરાતીજ કુંવારાએ પાહે આવનો ને પૂયસાં, '' તું કાં જાવનોહ રા.. ? તુંવાં કા જોયે ? ''

કુંવારેં ગરુડા ભમ્મા૨ દરિયાઈ વાત આયખી ને આયનેહ ડોળાઈ દવા કરુલાગ ભમ્મા૨ દરિયાઆં પાણી માંયગાં. ગરુડેં તે કુંવારાએ પાહેથી કહલી લેધી ને ઉપાડનો. જરાકવારમાં ભમ્મા૨ દરિયાઆં પાણી લેને આવી રનો.

કુંવાર ભમ્માર દરિયાઆં પાણી લેને ગુવો. આયનેહ ડોળામાં લાયખાં ને પૂસે તાય : વાય હાજાં વીનાં કા ?

પુણ રાણી ઓ તે એકીજ જવાબ : કાંય દેખાય નાંય !

કુંવારે પૂયસાં, '' વાય, આઝું કેણો ઉપાય બાકી રઈ તાય ! જીયાથી હાજાં વે '' વાયે આયખાં, '' બાપા, બાવન ગજનાં લાકડાં લાવ, તીં કોરીને અધ્ધાં પોલાં કરી, લાકડાએ વચ્ચેનો વેર માણે ડોળામાં ભરે તે હાજાં વે. ''

કુંવરેં તે કુરાડો લેધો ને રાનામાં પોંચી ગો. બે માણહા એ બાથેમાં નાંય આવે અહાં ઝાડ કાયપાં, ઘર લાવનો. ને વીંધણાં લેને કોરું મન્નો. કોરેત કોરેત લાકડાએ પોલામાં ભરાત ગો.

રાણ્યે તે રાખાસા આરીં અહાં ગોઠવેલાં કા કુંવાર વેર લેવલાગ લાકડાએ પોલામાં ભરાય તીયાર વીંધણાં ધોહી ધોહીને મારી લાખુનો. પુણ ઓ તે વીંધણાં લેનેજ અંદાર ભરાયલો. ઉલેં રાણ્યે તે તરાતીજ બાર ઉઘડીને રાખાસ બાર કાયઢો. રાખાસ એક લાકડાં લાવનો ને લાકડાં જેથ્થાં પોલાં અતાં. તાં ફાંચરો મારીને બન કધાં. કુંવાર તે લાકડામાં પુરાય ગો. રાખાસ તે લાકડાં લેને દરિયાધણ ગો ને લાકડાં દરિયામાં ઉડાલ્લાયખાં, ને ખુશ વેત ઘર આવનો.

અવેં રાણીએ ને રાખાસાએ કાંય ચિંતા નાંય. દિહ વે કા રાત ! બો મઝા. હાજેરીતનાં દિહ વીતે તાય.

કુંવાર ઘણાદિહે રાનામાં દેખાયનો નાંય, ઉલેં વાઘ, હાથી, ગરુડ ને નડગી બધેંજ કુંવારા હોધે. કુંવારાએ ઘરા ધણ બાવનગજનાં લાકડાંભી નાંય દેખાયનાં ઉલેં બધેંજ જનાવરેં ને ચીડેં ચિંતા કરું મન્ને. બધેં લાકડાં હોધીને કુંવારા હોધુને કામમાં લાગી ગુવેં, જેધેતેધે રખડું મન્ને, ગરુડ તે ઉડેત ઉડેત હાત દરિયા પાર કરી આવનો પુણ કુંવાર નાંય જડનો.

કુંવારેં ગરુડા ભમ્મા૨ દરિયાઈ વાત આયખી ને આયનેહ ડોળાઈ દવા કરુલાગ

ભમ્માર દરિયાઆં પાણી માંયગાં. ગરુડેં તે કુંવારાએ પાહેથી કહલી લેધી ને ઉપાડનો. જરાકવારમાં ભમ્માર દરિયાઆં પાણી લેને આવી રનો.

કુંવાર ભમ્માર દરિયાઆં પાણી લેને ગુવો. આયનેહ ડોળામાં લાયખાં ને પૂસે તાય : વાય હાજાં વીનાં કા ?

પુણ રાણી ઓ તે એકીજ જવાબ : કાંય દેખાય નાંય !

કુંવારે પૂયસાં, '' વાય, આઝું કેણો ઉપાય બાકી રઈ તાય ! જીયાથી હાજાં વે '' વાયે આયખાં, '' બાપા, બાવન ગજનાં લાકડાં લાવ, તીં કોરીને અધ્ધાં પોલાં કરી, લાકડાએ વચ્ચેનો વેર માણે ડોળામાં ભરે તે હાજાં વે. ''

કુંવરેં તે કુરાડો લેધો ને રાનામાં પોંચી ગો. બે માણહા એ બાથેમાં નાંય આવે અહાં ઝાડ કાયપાં, ઘર લાવનો. ને વીંધણાં લેને કોરું મન્નો. કોરેત કોરેત લાકડાએ પોલામાં ભરાત ગો.

રાણ્યે તે રાખાસા આરીં અહાં ગોઠવેલાં કા કુંવાર વેર લેવલાગ લાકડાએ પોલામાં ભરાય તીયાર વીંધણાં ધોહી ધોહીને મારી લાખુનો. પુણ ઓ તે વીંધણાં લેનેજ અંદાર ભરાયલો. ઉલેં રાણ્યે તે તરાતીજ બાર ઉઘડીને રાખાસ બાર કાયઢો. રાખાસ એક લાકડાં લાવનો ને લાકડાં જેથ્થાં પોલાં અતાં. તાં ફાંચરો મારીને બન કધાં. કુંવાર તે લાકડામાં પુરાય ગો. રાખાસ તે લાકડાં લેને દરિયાધણ ગો ને લાકડાં દરિયામાં ઉડાહ્વાયખાં, ને ખુશ વેત ઘર આવનો.

અવેં રાણીએ ને રાખાસાએ કાંય ચિંતા નાંય. દિહ વે કા રાત ! બો મઝા. હાજેરીતનાં દિહ વીતે તાય.

કુંવાર ઘણાદિહે રાનામાં દેખાયનો નાંય, ઉલેં વાઘ, હાથી, ગરુડ ને નડગી બધેંજ કુંવારા હોધે. કુંવારાએ ઘરા ધણ બાવનગજનાં લાકડાંભી નાંય દેખાયનાં ઉલેં બધેંજ જનાવરેં ને ચીડેં ચિંતા કરું મન્ને. બધેં લાકડાં હોધીને કુંવારા હોધુને કામમાં લાગી ગુવેં, જેધેતેધે રખડું મન્ને, ગરુડ તે ઉડેત ઉડેત હાત દરિયા પાર કરી આવનો પુણ કુંવાર નાંય જડનો.

આયેહ ને રાખાસા એક ખાટલે બઠેલેં એયરેં કુંવાર તે બો ખિજવાય ગો. એણે તે તલવાર કાઢીને આયનાંહ ડોકાં કાપી લાયખાં, પસી લાલ લાકડયે રંય રાખાસા ખોખરો કધો ને તલવારથી ડોય પુણ કાયપી પસી બેયાંએં મડદેં વાવેમાં લાખી આવનો.

ખાખણ્યેમાં કુંવરેં બેયાં કાપી લાયખેં પસી કુંવારા ભાન આવનાં, કા અવેં

માણાં કુણ ? અવેં મેં એ રાખાસાએ ભૂતિયા બંગ્લામાં નાંય રવનો, પુણ અવેં માણે જાવાં કાં ?

કુંવરી આખે કા તું એખલો નાંય મેળેહ, મેં તુવાં આરીં આયેં, તુણી લાલ લાકડી ને કહલી લેલે. આપડે તુણે બાલાયેહ નગારમાં જાંવ, પસી બેય જણેં બાલાયેહ નગારાયે દરવાજે આવીને ઊભેં રનેં ને બાલાહ આખવાયડાં, '' એ, બાલા રાજા ! લાલ લાકડી ને કહલીવાળો રાજા મીળુલાગ આવનો આયે. ''

બાલાહ પેરેદારીં આવીને વાત કધી, બાલોહ તે ખુશ વીગો ને ધામાન્નો નગારાએ દરવાજા ધણ. બધા પરધાન વિચારમાં પડી ગુવા ને તેભી રાજાએ પાસાળ ધહના.

બાલો તે બો ડોહો વી ગોયલો. દીકરોહ આવે તે તીયા કાંતે આજોળોહ આવે તે તીયા રાજ ઓફી દેવનાં ઘણે વરહેંથો વિચારે થતો. તીં હપનાં આજ પૂરાં વે થતાં.

બાલેંહ તે આજોળાહ ને આરીં રાજકુંવર્યે બો.... એયરે. પસી આજોળાહ વીળગી પડનો, રાજમેલમાં એખલો પડી ગોયલો બાલોહ તે બો રડનો, ને આજોળાહ આહોળાંથી અંઘળાવીને ડિલ અલકાં કધાં.

કુંવર આખે. '' બાલા, રાજા વીને રડેહ કા ? લે.. મેં આવી ગો. તુણી વોહ ભી આવી ગોઈ. બસ તુણેતે અવેં આરામ કરુંનો. ''

બાલોહ તે વાજા વાજિંતાર આરીં કુંવારા મેલમાં લે ગુવો. આજોળાહ કુંવર્યે આરીં બો હાજી રીતે પન્નાયવો. પસી બાલેંહ રાજ કારભાર આજોળાહ ઓયફો, આજોળાહ રાજા બનાયવો ને પોતે ભગવાનાએ ભકિતમાં દિહ કાઢું મન્નો.

# નસીબ આડાં પાન



**ગુજરાતી કથાસાર**

રાજપાટનાં સુખો ગુમાવી ચૂકેલો રાજા રાણી અને બે કુંવરો સાથે કામકાજ શોધવા માટે ભટકતો ભટકતો ઝાડ નીચે રાત્રિરોકાણ કરે છે. બીજી બાજુ ભૂખ્યા થયેલા કુંવરો ખાવાનું માંગે છે. ત્યાં આસપાસ રહેતી કેટલીક સ્ત્રીઓ મજૂરી કરવા જતી હતી તેઓને રાજારાણી અને કુંવરોની દશા જોઈને દયા આવે છે. એટલે રાણીને તેઓની સાથે મજૂરી કરવા કહે છે. રાજાની મંજૂરી મેળવીને રાણી તેઓની સાથે મજૂરી કરવા જાય છે. જે વણઝારાની પોઠમાં આ સ્ત્રીઓ અને રાણી મજૂરી કરતી હોય છે. તે વણઝારો રાણી પર મોહી પડે છે. તે રાણીને એક દિવસ રાતપાળીએ કામ કરવા કહે છે. રાજા પાસેથી રજા લઈ રાણી રાત્રે મજૂરી કરવા જાય છે. પરંતુ સવાર સુધી પાછી ફરતી નથી. રાણી વિના ટળવળતા કુંવરો રડવા માંડે છે. રાજા એમને ખૂબ સામજાવે છે. છેવટે કુંવરો સાથે રાણીને શોધતો શોધતો એક નદી કિનારે આવે છે. આકસ્મિક સંજોગોના કારણે રાજા અને કુંવરો એકબીજાથી છૂટા પડે છે. આ કુંવરો નદીકાંઠે માટી ખોદવા આવેલા એક કુંભારના હાથમાં આવે છે. તે વાંઝીયો હોય છે. એટલે બંને કુંવરોને ઉછેરીને મોટા કરે છે. અંતમાં વર્ષો પછી અણધાર્યા આકસ્મિક સંજોગોએ રાજારાણી અને કુંવરો ભેગાં મળે છે.

એક રાજા રોજનાંહ હીંવણાં આવે કા – '' ઘડપણમાં પડેં કા જુવાની માં....?''

અહાં રોજનીહ હીંવણાં આયકીને રાજા તે બો વચાર કરે. ને કા જવાબ ઓફવો તી કાંય હમાજ નાંય પડે. પરધાનાં હીંવણાંઈ વાત આખી એયરી પુણ પરધાનીંભી હરખો જવાબ નાંય ઓયફો, ઉલેં રાજા ગૂંચવાયનો.

અવેં રાજેં એકદીહ રાણ્યે વાત કધી, કા માં રોજ હીંવણાં આવે ને પૂસે કા– ઘડપણમાં પડેં કા જુવાનીમાં... ?

રાણી આખે, '' ઘડપણમાં તે આત પા લૂલા વી જાય, ડોળીં આંધળાં વી જાવાય, કાન બેર મારી જાય, દાંત ખોંખોરાય જાય. ખાવનો હવાદ આવે પુણ પેટામાં ઉતરે નાંય, ડીલ ઘહાંતાં જાય, ઘડપણ માં તે ઉલી બધી આબદા ! તાણે ભેગી દુહરી આબદા આવી તે આપડે કાકરી જીવું ? માઠેં આખી દે, જુવાનીમાં પડ.

રાજા તે રાણી ઈ વાત બરાબર લાગની, દુહરે દીહ હીંવણાં આવનાં.

'' ઘડપણમાં પડેં કા જુવાનીમાં ? ''

રાજેં તે તરાતી જ જવાબ ઓફી દેધો. '' પડવાં વેતે જુવાની માં પડ પુણ ઘડપણ માં નાંય. ''

દુહરે દિહથાં રાજાઆં રાજ પૂરાં વીંવ મન્ના.

એક રાતમાં તે રાજાઓ ખજાનો ખાલી વી ગુવો. ચોર લે ગુવા કા ભૂંય ગીળી ગોઈ તી કાંય હમાજ નાંય પડની. પસી પરધાન ફીરી ગુવા, ને તાણી મતિ બદલાઈ ગોઈ ઉલેં સેનાપત્યા અવળો ચઢાયવો ને સેના રાજાએ હાંભી વી ગોઈ. રાજમાં ઝગડા ચાલુ વીના, ને ઉલામાં તે પડોહના રાજેં ચઢાઈ કધી, સેનાપતિ વિરોધી રાજા આરી ભોળવાય ગો. ને સિપાઈ સેનાપત્યાવગાર કાંય કરી નાંય હકના. વિરોધી રાજા તે સિપાઈયાં આરી નગારમાં આવી રનો. રાજેં ખાનગીમાં જાણી લેધાં કા અવેં જરાકવારમાં બંદી બનવાં પડે અહાં આયે, ઉલેં ખાનગી વાટે રાણી ને બે કુંવારાં લેને નગાર સોડી ગો.

ગોઈ કાલ મેલ માં બત્રીહ જાતનાં ખાવાવાળો આજ રસ્તે રખડે તાય, ને એક વેળામાં ખાવનાં કાં જડી તીં હોધે તાય.

રાજેં વિચાર કધો કા અવેં જીવવાં કાકરી ? ઉલેં રાજાને રાણીએ તે પોતાએ નગારથી ખૂબ આઘે કામ જડે અહી જાગા હોધેત હોધેત ચાલી નીંઘનેં, ચાલતાં ચાલતાં રાત પડની, બેય કુંવર તે ખાવનાં માંગે, પુણ વેળણાંહ ઓફે કુણ ? પુણ

અડોહ પડોહમાં વહતી હોજી અહાં કરીને એક ઝાડાએ નીચે રનેં. તાં આજુબાજુવાળેં હાજેં અતેં ઉલેં એક બે દિહ ખાવનાં જડનાં. પુણ રોજનાંહ તે કુણ



ઓફે ? આજુબાજુવાળેંભી મજૂરી કરીને પેટ ભરે થતેં.

ઉલેં રાજેં કામ હોધું માંયડાં, પુણ કામ નાંય જડનાં, ઉલેં રાણ્યે આજુબાજુવાળયા ડોહાડીયા કામપાર જાય થત્યા તાં પૂયસાં તે ખબાર પડની કા બધ્યાં ડોહાડયા લાખા વણજારાઈ મોટી પોઠ અતી તાં મજૂર્યે જાય થત્યા.

તે ડોહાડયાં રાજા-રાણીને કુંવારાં એરીને દયા આવની ઉલેં મજૂરી કરું હાદૂં મંન્યા. રાણ્યે રાજા પૂયસાં, રાજેં તે નાંય સૂટકે મજૂરીર્યે જાવલાગ રજા ઓયફી.

અવેં તે રાણી રોજનીહ વણજારાએ



પોઠમાં જાંવ મન્ની, અહામાં એક દીહ વણઝારાઈ નજાર રૂપાળયે રાણયે પાર પડની. એણે નજાર બગાયડી, ને નક્કી કધાં કા ઈયે કોઈભી ઈસાબે લે પળવી. અવેં તે વણજારો રાણયે કામ ઓસાં કરવાડે ને વધારે મજૂરી ઓફૂં મન્નો. વધારે મજૂરી રાજાએ ધ્યાનમાં આવની પુણ ખોટી શંકા નાંય કરુની અહાં કરીને કાંયનાંય આયખાં.

એક દીહ વણઝારેં રાણયે આખવાયડાં, '' આજ તે રાતપાળયેમાં ભી કામ આયે, ઉલેં રાતીહનાં આવીહ, બેવડી મજૂરી જડી. ''

રાણીતે ખુશ વેત પડાવે ગોઈ, વેગ વેગ રાજાને કુંવારાલાગ જહાં તહાં ખાવનાં બનાયવાં ને ખાવાડી દેધાં. પસી આયખાં. '' આજતે રાતપાળયેમાં કામ આયે, ઉલેં હાદેલી આયે. ''

રાજેં પૂયસાં. '' તુવાં એખ્લ્યેજ હાદેલી કા દુહર્યાં ભી ? ''

રાણી આખે, '' ઈતે માં નાંય ખબાર. ''

રાજાતે શંકા હાચી પડેત દેખાયની, તય નાંયસુટકે રાણયે રાતપાળીઆં કામ કરું જાવની રજા ઓયફી... રાણી ગોઈ.....

લાખો વણજારો તિયારી જ અતો, એણે તે રાણી આવ્ની ઉલેં વેગ વેગ પોઠે દુહરે ગાંવ લેજાવનાં આખી દેધાં, ને રાતોરાત વણજારો ઉપડી ગો. વાટે રાણયે વણજારાએ માણહાં પૂસી એયરાં કા તુમીં માં કાં લેજા તાયઝાહ ? પુણ બધા મૂંગળાવીને ચાલે થતા. કકાહ ખરો પુણ ખાલી રાણીએ રડુનો. પોઠ આખી રાત ચાલનીને હવાર વીતાં એક મોટાં નગાર દેખાયનાં, તે નગારાએ બાર પડાવ લાયખો.

હવારનાંહ રાણી નાંય આવની, બેય કુંવર તે બો રડે, આયેહ હોધે બેય ભૂખાયલા આયે. રાજા બેય કુંવારાં બો હમજાવે પુણ કુંવાર તે માનેજ નાંય, રાજેં અડોહ પડોહમાં ડોહાડીયાં પૂસી એયરાં પુણ પડોહવાળયા ડોહાડયા તે રાતપાળીવાળી વાતીજ નાંય જાણે થત્યા, ઉલેં કા જહાં આખે ? રાજા બેય કુંવારાં વણજારાઈ પોઠ અતી તાં લે ગુવો. પોઠ તે એક રાતમાં ગાયબ ! રાજા હમજી ગો કા વણજારો રાણયે ઉપાડી ગો આયે. ઉલેં રડતા કુંવારાં લેને રાજા ચાલું મન્નો. ચાલતાં ચાલતાં એક મોટી નઈ આવની . નઈ તે ભરેલી ! ઉતરાય નાંય. તરીને જાવાં પડે. બેય કુંવારાં લેને તરાય અહાં નાંય મેળે, ને બેય કુંવર રાજાથી સુટા પડું નાય કરે. હવેં કા કરવાં ? રાજેં વિચાયરાં કા એક એક જણા લેજાંય. ઉલેં રાજેં એક રડતા કુંવારા ઝાડે બાંયધો ને દુહરે કુવારા લેને તરેત દુહરે હેડે પોંચી ગો. તાં દુહરા બાંયધો ને પસી એકા લેવલાગ પાસો નયેમાં પડનો, રાજા તરેત તરેત આગાળ જાય થતો ને ઉલામાં

અધવચ્ચે... ! રાજાએ એક અગાર ગીળી ગો.

બેય કુંવાર ભૂખાયલા તીહાયલા ! નઈએ હેડે આખી રાત રડતા રના. બાંધેલા અતા ઉલેં કા કરે ? સૂટાયભી નાંય.

તાંતે હવારનાંહ એક વાંઝીયો કુંભાર નઈએ હેડે મટુંડા લેંવ આવનો. તેણે ઝાડા આરીં બાંધેલો ને રડતો પોહો એયરો. તીઆ વિચાર આવનો કા. ભગવાને માં પોહો દેંધો, ને તરાતીજ કુંવારા સોયડો, કુંવાર તે રડેત રડેત હાંભેનો હેડો દેખાડે.કુંભારેં તે પોહા ઓંગેમાં લેને અગો રાયખો. પોહાયે ડોયે આત ફેરવી ને હમજી લેધાં કા હાંભેને હેડેભી એગ્ધીં આયે. કુંભારે કુંવારા પાછો બાંયધો ને પાણ્યાઈ પરવા નાંય કધી ને નયેમાં પડનો. હામે કાંઠે એરે તે દુહરો પોહો. તીયાભી સોડી લાવનો ને બે પોહાં લેને ગો. મટુડયે વગાર. આણી તે હેર મટુડાઈ ખોટ પૂરાઈ ગોઈ અતી.

કુંભારે તે બેય પોહા ડોહાડયે ઓયફા. ડોહાડયે તે બેય પોહા હરખા અંઘળાવીમંઘળાવીને હાજેં દંગડેં પોવાડી તીયાર કધા. જહાંતહાં ખાયને બેય જણેં ચાલવે થતેં, પુણ આજતે હાજાં રાંયધાં. કુંભારાએ ડોહાડયે પોતાએ આથેં ખાવાયડાં. કુંભારેતે કાંય ખાધાં નાંય ને બજારામાં ગો બેય પોહાએ હારું દંગડેં ને રમાકડેં લે આવનો. કુંભારાએ ડોહાડયે તે બેય પોહાં આરી કિયાર દીહ પુરો વે તીભી ખબાર નાંય પડે. બેય પોહાંઈ બેય જણેં ખૂબ ચાકરી કરે. પોહો પાણી માંગે તે દૂદ્ધ જડે. અહાં બેય પોહા મોટા વીંવ મન્ના. નિહાળી ભણુ લાગ થયવા તાં ભી એક દૂહરાથી ચડે. ભણીને ઓશિયાર વીના. ને અવેં તે જુવાન વી ગુવા.

કુંભારેં બેય પોહાં આયખાં, '' બાપા, અવેં તે તુમીં મોટા વી ગુવા ઉલેં તુમાં વેવા કરેને વોવાહ લાવેં. ''

બેય કુંવાર આખે... આમું તે નાંય પન્નાવના. તુમી આમણી કુલિક ચાકરી કધીને આમાં મોટા કધા. તુમી રાતદિહ ભૂંય ખણીને આંઢલેં ઘયડેં. આમણે હારું તુંમીં તુમણી જાત ઘહી લાયખી. ઉલેં અવેં તુમણે કાંય કામ નાંય કરુંનાં, આજ આમું કામ હોધુલાગ જાંવ તાંવ. કામ કરીને ખુબ પયહા કમાઉં તે તુમણે આથામાં થવું પસી આમાં પન્નાવઝાહ.

બેંય કુંવાર તે કામ હોધુલાગ નીંઘના. જાતાં જાતાં એક નગારાએ બાર મોટી પોઠ એયરી, ને વિચાર કધો કા આં કામને હારું પૂછી એરું.

ઈ પોઠ લાખા વણઝારાઈ અતી, તાં પુગનાને કામને હારું પૂયછાં. લાખો વણઝારો આખે. '' માણે પોઠમાં તે હાચાવવાવાળા બો બધા. તયભી ચોરી તે વેજ,

તે પસી તુમાં બે જણાં રાખીને કા કરેં ? ચોરી તે અટકુની નાંય. '' બેય કુંવાર આખે, તુમણે બહેં હાચાવવાળાં આરામ ઓફ, આમું બેજ જણા ચોકી-પેરો ભરું, હવા મયના હુધી એર, ને આમણે ચોકી પેરામાંભી ચોરી વે તે રોજ રખે દેહ. આમાં સજા કરીહ.

વણઝારો વિચારે તાય. '' હોદ્દો ખોટો નાંય મેળે. બહો જણાં રોજ ઓકેં તીયા કરતાં બેજ જણાં કામ કરવાડેં તે પયહા ઘણા બચે. ''

વણઝારેં તે બેય કુંવારાં નોકર્યે રાખી લેધા ને અવેં તે બેય કુંવાર આખી રાત પેરો ભરે, દિહાયનાં પુણ બેય વારાફરતી હુવે, અહાં કરતાં હવા મયનો વી ગો પુણ ચોરી નાંય વીની. વણઝારો ખુશ વી ગો.

એક વેળણાંહ બેય કુંવાર પેરો ભરે થતા ને તુલામાં બીડી ઈ તલાપ લાગની, તમ્બાક-પાનેં તે અતાં પુણ ગજવામાં ગાડગાં નાંય અતાં, ઉલેં બેય જણીં વણજાર્યે પાહેં આગ્ઠી માંયગી. વણજારાઈ ડોહાડી આગ્ઠી લે આવની, આગ્ઠી કુંવારાં ઓયફી, કુંવાર બીડી હળગાવું મન્ના તીયાર વણજારાયે ડોહાડયે બેયાંયે મુંએં એયરેં… પુણ કહીક રીતે ?

હળાગનેલા દારવા પાર ઓલવાય જાવની અણીયે પાર આવનેલ્યે આગ્ઠયે કુંવાર ફુંકે તે, જરાક હૂજેડાં મુંવા પાર પડે, ને અંધારાં વી જાય ! અહાં ઝાંખાં હૂજેડામાં !

ઈતે બેયાંઈ આય અતી.

જેદિહ લાખો વણજારો ઈયે લે પળણેનેલો તે દિહીજ રાણીએ વણઝારા આખી દેંધેલાં કા તુંવા આરીં પન્નાંય ખરી પુણ માણી મરજીએ, મેં તુણે પોઠમાં રંય, તું માં હાજી રીતે રાખેહ, ઈ બધાં મેં એરેં પસી મેં પન્નાંય, ને જો બળજબરી કરીહ તે જીભ કડીને મરી જાંય. ઉલેં વણઝારો તે તે દિહાઈ વાટ એરે થતો કા રાણી કેદીહ પન્નાવલાગ તીયાર વે. બળજબરાણથી પન્નાયનેં રાણ્યે ખોવા કરતાં વાટ એરુની હાજી, અહાં વણજારો વિચારે થતો. વણઝારાઈ ડોહાડી આજ હુધી રડનેલી નાંય-અહનેલીભી નાંય, પોહા ને માટીડાઈ વાટ એરી એરીને વરહેં નીંધી ગુવેં, તયભી કાંય વાત નાંય જડની.

ને આજ ઈયે બે બાંડગા એયરા. પૂરા હોળ વરહેઆ. પોહા સુટા પડનેલા તીં ને જનામનાં વરીહ હાંભરી કાયઠાં તીયેં ભી પૂરેં હોળ વરહેં.

રાણ્યે વિચાર આવનો કા માણા પોહાભી જીવે જો થુય તે એ બે બાંડગા

જહાજ દેખાય થુઈ, ઈયે તે બેય બાંડગામાં પોહા દેખાયના.

પોહાં ઓંગેમાં લેને વાત કરું કરાયની. ચવુદ વરીહથી રોકી થવેલે ડૂહકે ને આંહોળાઈ પાળ તૂટુની તીયારીમાં અતી ને તૂટની.

નઈએ ઘેરીને બાંધેલા બંધ તે નગારેં બૂડાડે, ઈયેં તે એક ડોહાડીએ આહોળેં ! તીયેં ભી આયનેંહ... ! કા નાય કરી હકે ?

રાણી ઝોસથી રડી પડની, ડોળામાંથે આહોળેં ઘટે નાંય, પેલા બેયાં ભી આયનીહ યાદ આવી ગોઈ. આયતા અતા તીં યાદ આવનાં. બેય જણાં અહાં વીનાં કા આમણી વાઈજ રડે તાય. બેય જણા એરતાજ રઈ ગુવા, પેટનેલી બીડી મુવામાંજ હળગી રની આયે. બેય જણીં એક કસભી નાંય ખેંયચો, બીડી તે હળગેત હળગેત મૂવાહીં આવની, બેય જણાએ ઓટ ભૂજાયના ને થોડાંક થૂંક મુવામાથાં બાર નીંઘનાં તિયાર બીડી ઓલવાયની.

ઉલામાં તે વણજારોભી તાં આવી રનો, તી વાત બેયાં ખબાર નાંય પડની. વણજારોતે રાણયે ખૂબ હમજાવે પુણ રાણીઆં રડાં બન નાંય વે.

વણજારેં પૂયસાં, '' તુવાં કહાયાં દુઃખ આયે તીં આખ ? ''

રાણી તે કાંય બોલે નાંય ને ડુહકેં ચાલુ જ. વણજારો તે બેય કુંવારાં પાર તપી ગો ને આયખાં કા તુમીં માણે ડોહાડયે પાર નજાર બગાયડી ઉલેં ઈ રડે તાય.

પસી વણજારેં તે તરાતીજ તે નગારાયએ રાજા ફરીયાદ કધી કા બે જણીં માણે ડોહાડીયે પાર નજાર બગાયડી તેથી માણે ડોહાડીયે તીં નાંય ટકાયનાં ને બો લાગી આવનાં ઉલે ઈયે બો રોજાં આવે.

રાજેં તે વણજારાએ પોઠે હીં સિપાઈ દવડા. તરાતીજ સિપાઈ આવનાને બેય કુંવારાં રાજાએ દરબારમાં આઝાર કધા.

રાજેં પૂયસાં, '' તુમીં તુમણી આય જહે ડોહાડયે પાર નજાર બગાયડી કા ? હાચાંજ બોલઝાહ નેતે ફાંસીએ ચઢાવીં. ''

બેય કુંવારાં તે કા જવાબ ઓફવો તી હમાજ નાંય પડની. પૂણ બેયી હામો જવાબ ઉલોજ ઓયફો... '' આમું નજાર નાંય બગાયડી, બીડીઈ તલાપ આવનેલી ઉલેં આગ્ઠી માંગુ લાગ ગોયલા, વણજારાએ ડોહાડયે આમાં આગ્ઠી દેંધી, ને આમાં એરીનેં રડું મન્ની, તેમાં આમણો કા વાંક ? ''

રાજેં તે બેય જણાં બરાબર એરી લેધા... ને પોતાયા બે પોહા યાદ આવી ગુવા.

મનમાં વિચાર આવનો આજ માણા બે પોહા ભી ઈયાં જહાજ વી, કાં વી ? ને માણી રાણી કાં વી ?

ન્યાય કરુનો તે બાજુપાર રનો પુણ રાજાએ ડોળામાંથેં આહોળેં નીંઘી પડનેં.

પરધાન વિચારમાં પડના કા એ બે જણામાં અહાં તે કા વી કા વણજારાઈ ડોહાડી રડની, તીણી ફરીયાદ આવની તો ન્યાય કરુલાગ રાજેં બેયાં હાયદ્દા ને અવેં બેયા એરીને રાજાજ રડું મન્નો.

રાજા તે બો લાગી આવનાં, તીં દબાડીને ખેંખાયરાં ને બેય જણાં પૂયસાં, '' તુમણો બાહ કુણ ? ''

બેય કુંવારી આયખાં, '' આમણો બાહ તે એક ગરીબ કુંભાર આયે ને તો આથો હવાહો માઈલ આઘે એક નઈએ હેઢે રઈ તાય. ''

કુંભારાઈ અહી વાત આયકીને રાજાતે આગાળની વાત યાદ આવી ગોઈ. એ બેય જણા હોળ વરહેંઆ, ને મેં નઈએ હેઢે બે પોહાં બે વરહેંઆ અતા તિયાર બાંધેલા ને સુટા પડના આજ ચવુદ વરહેં વે. રાજેં તે બેય જણાએ આયેહ ને બાહ આઝાર કરુનો સિપાઈયાં હુકામ કઘો. ને બેય જણાએં આયેહ ને બાહ આવે તાં હુધી બેયાં રાજાએ તાબામાં રાયખા.

ઓ રાજાતે બેય કુંવારાઓ હગ્ગો બાહીજ અતો. ઈયા અગાર ગીળી ગોયલોને ચૌદ વરહેં વે થતેં. તો અગાર એક ઢીમારેં જાળ લાખેલી તેમાં ફસાયનેલો. ઢીમારે દુહરાંઈ મદ્દેતથી મોટી માસલી ફસાઈગોઈ આયે અહાં કરીને જાળ હેઢે લે ગુવો તીયાર ખબાર પડની કા ઓતે અગાર. ને અગારાએ મુવામાં માંણહાઓ આત દેખાય થતો ઉલેં ઢીમરેં અગારા મારી લાખીને પસી કાપીને પેલા માણહા બાર કાયઢો, ઓ આઝું જીવતો અતો. તો એ નગારાઓ રાજા.

થોડાક દીહ આરામ કરીને રાજા હાજો વીગો. પેલે ઝાડવાહીં હોધી એયરાં પુણ પોહા નાંય જડના ઉલેં વિચાયરાં કા નકકી જંગલી જનાવરેં ખાઈ ગુવેં વી ને નિરાશ વીને ઢીમરાં આરીંજ રનો. પસી તાંને રાજાએ દરબારમાં સિપાઈ બન્નો. તે રાજેં એયરાં કા ઓ સિપાઈ તે પરધાન કરતાં પુણ ચગ્રોને અકકેલવાળો. ઉલેં પોતાઓ ખાસ સિપાઈ બનાયવો. રાજાએ પોહેં નાંય અતેં ને રાજા ડોહો વી ગોયલો એ રાજા તે સિપાયામાં રાજવંશી ગુણ દેખાયના. ચવુદ વરહા હુધી સિપાઈ બનાવીને પસી સિપાયાજ રાજા બનાયવો ને રાજા રાનામાં ગો.

સિપાઈ તે કુંભારાને તાણે ડોહાડયે લે આવના. બેય બિચારેં થડ થડ ધ્રુજે.

તાં બેય જુવાનાંભી આઝાર કધા.

રાજે કુંભારા પૂયસાં. '' એ બેય તુમણાજ પોહા કા ? હાચાં બોલીહ તે ઈનામ જડી, નાંય તે ફાંસી. ''

કુંભાર આખે, '' હાં , મારાજ, એ બેય માણાજ પોહા, મેજ પાળી પોહીને બેયાં મોટા કધેલા. ''

રાજા આખે. '' તે પસી તુણે પોહાંએ મુંવાપાર રાજવંશી તેજ કજે દેખાય તાય ? હાચેહાચાં આખ નેતે પસી... ? ''

અવેં કુંભાર ગાભરાયનો ઉલેં એણેં રાજા બધી વાત આખી દેધી. રાજા તે બો ખુશ વીગો. બેય પોહાં ભેટી પડનો ને કુંભારા આયખાં, '' તું ગાભરાય રખે, તુંવે તે આણો જીવ બચાયવોહ, તુમીંજ આણેં માય બાપ ઉલેં આઝું પુણ તુમણેજ આણી ચાકરી કરુની, પુણ તુમણે ઘર નાંય, આં મેલામાંજ રવનાં આપડા એ કુંવારા આંરી. ''

કુંભારને આણી ડોહાડી.. બેય બો ખુશ વી ગુવેં પુણ ન્યાય આઝું બાકી આયે. ઓતે રાજા માયાઆવની ને ભેટનો, પુણ માણા પોહા રાજકુંવાર વીનેભી વણજારાએ ડોહાડયે પાર નજાર બગાડે ? અહો સવાલ રાજા હેરાન કરી રનો આયે. ન્યાય બાકી આયે.

અવેં રાજેં તે સિપાઈયાં દવડીને વણજારાને તાણી ડોહાડી બેયાં હાદ્દવેં. સિપાઈતે બેયાં લે આવના.

રાજાને વણજારા ઈ ડોહાડી તે એક દુહરાં એરે તહેં જ રઈ ગુવેં. બેયાંઈ નજાર એકદુહરા પારથી અટકની નાંય.

વણજારો વિચારે તાય કા ઈતે રાજેં ભી ઈયે પાર નજાર બગાયડી ! રાજા ને રાણી ચવુદ વરહેં ભેગેં વીનેં અને એકદુહરાં ઓળખી કાયડેં. રાજા જરાક નિરાશ વી ગો ને વણજારા પુયસાં. '' ઈ તુણી ડોહાડી કા ? '

વણજારેં તે હાં અહાં આખી ડોઈ ઈલ્વી.

તીયાર રાજેં પૂયસાં, '' તુમણા વેવા કિયાર વીના ? ''

વણજારો તે કાંયનાંય બોલ્નો, જડ જહો ઊભો આયે.

રાજેં વણજારાએ ડોહાડયે પૂયસાં. '' તુમણા વેવા વી ગોયલા કા ? ''

વણજારાઈ ડોહડી આખે. '' નાંય મારાજ. ''

રાજેં પૂયસાં, '' કજે ? હાચી વાત આખઝાહ નેતે બેયાં ફાંસ્યે લટકાવીં. ''

રાણી આખે, '' મારાજ, મેં એક રાણી અતી. આમાં પાર બો વીતનાં ને આમણે રાજ આરીં આમણાં કુટુંબભી ખવળાય ગીવાં. રાતપાળી કરુંને બાને ઓ વણજારો માં અધ્ધીરાતીહનો બળજબરીથી લે પળનેલો. પુણ મેં વણજારા આખેલાં કા મેં આખેં તિયાર વેવા વી, ને તું બળજબરી કરીહતે મેં મરી જાંય. તિયારથો વણજારો વેવાએ હારું મેં હા આખેં તાણી વાટ એરે તાય, ને આમું માટી બયરેં નાંય મેળું. ''

રાજા આખે, '' તે પસી તું માણી રાણી. ''

વણજારો વિચારમાં પડી ગુવો. અવેં ઈયા અહાં વીનાં કા આથો અવે જીવતાં જાવાય અહાં નાંય મેળે.

રાજા રાણી ને કુંવાર પાસેં ભેગેં વીનેં. ખુશીએ આહોળેં તે અટકે નાંય. બિચારો વણજારો તે કાળને ચકકરમાં ફસાયલો અતો.

વણજારેં તે રાણ્યે હાચવી, કાંય હક નાંય જમાયવો અહાં વિચારીને રાજેં વણજારા માફી ઓયફી.

# ઓળીઆં નારીયાળ

**ગુજરાતી કથાસાર**

એકની એક રાજકુંવરીને પરણીને ઘરજમાઈ થયેલા કોઈક નગરના કાયર, આળસુ, અવિવેકી અને બડાઈખોર કુંવરને રાજા નગરીના બાર દરવાજામાંનો જંગલ નજીકનો એક દરવાજો જયાંથી વાઘ–સિંહ અનેક પશુઓનો શિકાર કરતા હતા ત્યાંની ચોકીનું કામ સોંપે છે. આ ચોકીએ ઘેટાંના વાડા વચ્ચે અંધારામાં આવીને ગોઠવાયેલા વાઘને મોટો ઘેંટો સમજીને એના કાન પકડીને આ જમાઈરાજ વહેલી સવારે ઘરના આંગણે પહોંચે છે. અને ઓટલે બાંધી દે છે. અંધારામાં પ્રાણી વિશેની ગેરસમજથી ઊભી થયેલી આ ઘટના રાજા, પ્રધાન, સેનાપતિ બધાના માટે આશ્ચર્ય અને ડરનો વિષય બને છે. જે જમાઈરાજાના અસાધારણ પરાક્રમમાં ખપી જાય છે.



આ રાજાના નગરના સાતમા દરવાજેથી ચોર લૂટારા નગરમાં ઘૂસી જતા અને લૂટફાટ ચલાવતા હતા. જમાઈરાજાનું પરાક્રમ જોઈને આ દરવાજાની ચોકીનું કામ પણ એનેજ સોંપાય છે. કુંવરીએ અપેલા જાદૂઈ અંધેર પિછોડાની મદદથી રાજાના ઓરડામાંથી ચોરી કરીને ભાગતા ચોરોનો જમાઈરાજા પીછો કરે છે. પછી ચોરીનો માલ જયાં દાટ્યો હતો તે જગ્યા અને ચોરોનું ઠેકાણું જાણીને તે રાજાને બાતમી આપે છે. તે પછી જમાઈરાજ રાજાનાં આદર સન્માન મેળવી પ્રધાનપદ મેળવે છે.

મેલામાં બહી બહી રાજા ને રાણી ચિંતા કરે તાય કા અવેં તે પોહીઈ ઉમ્માર વેવા લાયાક નાંય રની. આગાળ એરુલાગ તે બો આવી ગોયલા પુણ રાજાને રાણીઈ એકની એક પોહી ઉલેં હહારવાડી દવડુની મરજી નાંય અતી. અહો જવાંય હોધી એરેલો કા જો હહારવાડીમાંજ પડી રય. ને પોહી નજાર હામે રય.

પોહીઈ ઉમ્માર વધી ગોઈ પુણ જવાંય હોધુનાં ચાલુજ આયે. ને એક રાજકુંવાર રાજાએ પાહે આવનોને પોહીઓ આત માંયગો.

રાજેં તે તરાતીજ હા પાડી દેધી. કુંવારા પોતાએ મેલામાં રાયખો ને કુંવારે જી ઠેકાણાં દેખાયડાં તાં પરધાનાં તપાહ કરુલાગ દવડા.

પરધાન તે ઓફેલે ઠેકાણે પોંચી ગુવાને તે નગારામાં કુંવારાએ હારૂં પૂયસાં.

તીયાર તે નગારાએ રાજેં આયખાં. '' તો માણો બધ્ધાથી આયતો કુંવર ને રાણીઓ લાડકો. ભણનેલો જીરીભી નાંય. આં આખો દિહ દરબારમાં પરધાના આરીં



જાણેહ મોટો જાણકાર વી તહો કામ વગરની વાત કરે, ને રાજકાજનો વખાત બગાડે. આં દરબારમાં ગમે તી ચરચા વે થુવે તાં હાયદા વગાર આઝાર. પસી કુંણા બોલું નાંય દે. ઓ બોલેને આખો દરબાર આયકે, રાણીઓ બો લાડકો ઉલેં સજાભી નાંય કરાય થતી ઉલેં આમુંજ હમજાવી પટાવીને તુમણે તાં દવડો આંવ. ''

પરધાન તપાહ કરીને આવી ગુવા ને રાજા બધી વાત કધી. વધારે વિચાર કયરા વગાર રાજેં શરાત મૂયકી કા.



'' તુણે આંજ રવાં પડી, હા વે તે કુંવરી પન્નાવેં. ''

પેલેં તે તરાતી જ હા આયખી ને રાજેં અહે કુંવારા આરીં કુંવરીએ પન્નાવી કાયઢી. કુંવારા તે હહારવાડીમાં મઝા આવી ગોઈ. ઉલેં કાયમ મેલમાં જ પડી રય. અહો તો આખાય ખંધાડ પુણ... ઓ તે રાજાઓ જવાંય ઉલેં જમાયરાજા આખાય.

જમાઈરાજા ઉલેં રાજા માણુંહ. મનનો રાજા. ખાઈ લે પસી જરાક આડો પડે ને મનમાં આવે તે દરબારમાં પુણ પોંચી જાય. પોતાઈ ટેવ પરમાણે બુધ્ધિવાળા પરધાના આગાળ મોટી મોટી વાત લાખે. રાજા ખોટાં લાગી અહાં કરીને પરધાન નાંય સુટકે માન ઓફે. કામવાળેં ને સિપાઈ તે જમાઈરાજા મીળે ઉલેં સલામ ભરે, ને તાણે બદલામાં તીયાં ભેટ જડે, રાજાએ ખજાનામાથી જ તે... !

જવાંય અહો કરે અહાં કરીને રાજા કંટાળાયલો અતો. પુણ ઓ તે ખંધાડ રનેલો જમાઈરાજા ઉલેં વીડવે નાંય.

એ રાજાએ નગારાઆ બાર દરવાજા. બધે જ દરવાજે ચોકીપેરો તોય ચોરી વે.

તે બાર દરવાજામાં એક દરવાજો તે અહો અતો કા તેમાંથા નીંઘેહ ઉલેં રાન ! તેમાં જાત જાતનેં બોહકી ખાય અહેં જનાવરેં રઈ.

તે દરવાજા રંય રાજા ઘણીવાર શિકાર કરું જાય. રાજાએ હારું ખાસ વાટેવાળો દરવાજો ઉલેં બો ચોકી પેરો, તય તે દરવાજેથા વાઘ- સિંહ નગારામાં ઘૂસી જાય. ડોબ્યા, ભેંહડ્યા, મેંઢે ને બોકડેં બોહકી ખાય. કોઈ વાર તે સિપાઈયાં પુણ ધરે ને ઝાપટી જાય.

પોહેલેં જનાવારેં ને સિપાઈ પુણ ગાયબ વી રના આયે. અહે જંગલી દરવાજાઈ ફરિયાદ વધેત ગોઈ, ઉલેં રાજેં પરધાનાહાં ભેગા કરીને આયખાં, '' આપડે રાનાવાળા દરવાજે જંગલી જનાવરેં પેંહીં ને ઘેટેં- બકરેં ખાઈ જાય તાય કા પસી એગ્ધીં ચોર ચોરી કરે તાય ? તી કાંય હમાજ નાંય પડે. લોકાં નુકશાન બો વી રનાં આયે ઉલાબધા હાચાવવાવાળા તય જનાવાર કા ચોર ધરાયના નાંય, ઉલ્ટાઆ હાચાવવાવાળા જાતા રય તાય. તે જનાવારા કા પસી ચોરા ધરુલાગ કા કરવાં જોયે !

રાજા ધરુની વાત કરે થતો તીયાર પરધાનાયે વચ્ચે જમાઈરાજાભી આસાનપાર બઠેલો અતો, બધાંઈ વાત કાન માંડીને આયકે થતો.

એક પરધાનેં આયખાં, '' ચોકીપેરો ભરુલાગ ઘણા સિપાઈ દવડું. ''

દુહરો આખે, '' રાતીહનો દરવાજો બંધ રાખું તે ? ''

જમાઈરાજાઆં કાયામ બોલતાં ટકળાં આજ પુણ ચૂપ નાંય રનાં ને બોલ્નાં, '' ઈં તે માણાં કામ, ઉલા બધા બહીને ખાલી ટકળાંજ આફળ્યા કરા, બાકી મેં તે કરી દેખાડેં. માણી વાત આયકા. મેં એકદ્દાહ રાનામાં ખોડુલાગ ગોયલો તીયાર વાઘાઓ ને સિંહાઓ કકાહ માણે કાને પડનો, પસી મેં સોડેં કારા ? ખાલી ટાંટ્યાઓ કકાહ આયકી મેં કાપલેં સોડેલેં ને શિકાર કધેલો, ને ચોર તે મેં ચપટચે માં ધરી દેખાડેં. તી વાત ભી આયાકા, મેં શિકાર કરી ને ઘર આવેં થતો, ધૂંધરાં પડી ગોયલાં, તાં વાટેમાં એક વડાપાર ચોર– લૂંટારા ટાંપીને બઢેલા. માં તે બો આઘ્ઘેથી ગંધ આવી ગોઈ. પસી તે કા વાત કરેં ? એક એક જણાં વીંધીને ચીડે જહેં નીચે પાડેલા. ઉલેં જનાવરેં કા ચોર એકદ્દાહ માણે ગંધમાં આવી ગુવા પસી સટકે નાંય, બધાં ભોહળાવી લાખેં, આયેકા એગ્ધાં અહી ઝીકકાર ?

રાજા આખે, '' હાજાં તે, કુણામાં ઉલી ઝીકકાર નાંય મેળે, આજ જમાઈરાજા વાઘાઈ ચોકી પાર ચોકીપેરો ભરુલાગ જાઈ. ''

પરધાનીં તે થાબ્ડયા ફોડીને રાજાઈ વાતમાં હા આયખી. રાજા આરીં પરધાનીં પુણ જમાઈરાજાપાર ચઢનેલી કાળ કાઢુનો લાગ હોધી કાયઢો. તાણો પૂરો લાભ ઉઠાવતાં રાજા આખે : એ પેરેદ્દારાં આજ હુધી ગંધ નાંય આવનેલી, આવી ભી નાંય, ઉલેં જમાઈરાજા તું વાઘાએ ચોક્યે જાવની તીયારી કરું માંડ.

જમાઈરાજા તે ભેરવાયનો, રાજા ને ઉલા બધા પરધાનાએ આગાળ ના પુણ કાકરી પાડાય ? ના પાડે તે બીકરામાં ખપે ઉલેં નાંયસૂટકે જાવની હા પાયડી.

ધુજેત ધુજેત જહાં તહાં કરીને દરબારમાંથો નીંઘનોને મેલામાં આવનો, મેલામાં આવી ખાટલે પડનો, આઝું ધુજે તાય...

આણે મનમાં તે એકીજ વિચાર ચાલે તાય : ઈંયાં આરીં આજ કેઘેરા ભેરવાયનો ?

ઉલામાં રાજકુંવર્યે પૂયસાં. '' આજ કજે હદ્દીકો આવી ગોહ ? ને ખાટલે ઠાકીને ધુજેહ કજે ? ''

જમાઈરાજા આખે, '' તું પેલ્લાં હાત ગોદ્દડેં લાવ, બધેં ગોદ્દડેં માં પાર આફાળ, પસી વાત કરેં. ''

કુંવર્યે તે ડોયે ને ઠાઠીયેપાર આત થવીને તપાહી એયરો. ડીલ તે બરાબર ! તય કુંવર્યે આયખાં : '' રાજવેદ્દા હાદેં ને તપાહી એરવાડેં કા ? ''

જવાંય આખે. '' પેલ્લાં તું હાત ગોદ્દડેં લાખ તે, દેખાય નાંય કા.... માં તે

હાત ગોદ્દડાયો તાવ ચઢનેલો આયે. ''

કુંવર્યે પૂયસાં, '' તુણાં ડીલ તે બરાબર જાણાય, તે પસી હીં કાકરી લાગે ? અહાં કયારથાં વે ? ''

'' પેલો મનમાં આખે કા તુણે બાંય માં રાનાવાળે દરવાજે ચોકી કરુલાગ દવડો તીયારથાં. ''

પસી બમાયટાં : '' પેલ્લાં તું ગોદ્દડેં લાખ, પસી વાત, ઈમી ટકળાં બન રાખતે ! ''

કુંવર્યે તે હાત ગોદ્દડેં માંગ્વેં ને જમાઈરાજા પાર લાયખેં, ને જમાઈરાજા તે ટાંટીયાવાળીને હૂઈગો ને પસી કુંવર્યે આયખાં. '' કુણીં હોધુલાગ આવે તે આખીહ કા હાત ગોદ્દોડયો તાવ આવનેલો આયે. '' પસી મુંયપુણ ઢાંકી દેધાં.

કુંવર્યે મુઆ પારથાં ગોદડાં ફેડીને પસી પૂયસાં : '' અવેં તે આખ, વાત કા આયે ? આખેહ તે ઉપાય વે. ''

ઉલેં જમાઈરાજા ખિજવાય ગો ને આખે. '' તુણે બાનેહ રાજમાં પેરેદ્દાર ઘટી ગુવા. ઉલેં એખલો મેંજ દેખાયનો, આજ માં તુણે બાંય રાનાવાળે વાઘાએ ચોક્યે પેરો ભરૂલાગ દવડેલો આયે. માં તે વાઘ બોહકી ખાઈ... ! નાંય તે પસી ચોરલૂટારા મારી લાખી ! મેં પાસો જીવતો આવેં અહાં માં નાંય લાગે. તુણે બાહ તુવાં પાર જરાભી દયા નાંય મેળે. એકની એક પોહ્યે ઉતારનેલી બનાવુલાગ નીંઘનો આયે. ઈ વાત તીયા કુણ હમજાવે ? ઉલેં માં હાત ગોદ્દોડિયો તાવ આવનેલો આયે. ''

કુંવરી તે બધી વાત હમજી ગોઈ, ઈતે હમાજ પડી ગોઈ કા નક્કી આજ દરબારમાં ઠોક માયરી વી ને બાંય વાઘાએ ચોક્યે જાંવ આયખાં વી. કુંવર્યે વિચાયરાં કા કાંઈ તે ઉપાય કરવો પડી, નેતે આજ ઓ ખાવલાગ પુણ ઉઠુંનો નાંય મેળે, ઈયા વાઘાઈ અભાક પેહી ગોયલી આયે, ઈયા બરાબર ચડાવીં તોજ વાઘાએ ચોક્યે જાઈ.

કુંવર્યે આયખાં, '' લેહ, ઈયા કાવબ્યા પોવી લે... ને હાં... તુણી તલવાર કેધે આયે ? હાં... જડની, હાજાં તે... મેં તે ચાલ્ની બારમા દરવાજે. ''

જમાઈરાજેં તે ગોદ્દડામાંથી ડોયભી બાર નાંય કાયઠી, જરાક ગોદ્દડાં ખહેડીને અંદ્દારથાંજ એયરાં. કુંવરી તે ખોલ્ડેમાંથી બાર જાય રની આયે. આથામાં તલવાર ! તીં એરીને જમાઈરાજા ભડાકનો ને મનમાં બોલ્નો કા ઈતી જાવનીજ પુણ આરીં માણીભી ઈજ્જત લેતી જાવની.

ને જમાઈરાજેં તે હાતી ગોદ્દડેં ઉડાલ્લાયખેં ને બઠો વીને બોલ્નો. '' તું રંવદ્દે,

અવેં માં હાજા લાગે તાય, મેં જાય, પુણ પેલ્લાં ખાવનાં તે દે. '' ખાવનાં આવી ગુવાં, પેલેં તે આરામથી ખાધાં પુણ પેટામાં તે અભાક પેહનેલી !

ખાઈને પસી જાણે મોટાં યુધ્ધ લડુલાગ જાવનો વી તહી કુંવારી ઈ રજા લેધી. પસી તલવાર લેને ધીરે ધીરે ચાલું મંડનો. બારમા દરવાજે પોંચી ગો, તાં એક ઘેટાં– બોકડાંઓ વાડો અતો તેમાં પેહી ગો. અંધારાં પડી ગોયલાં. તય બરાબર એરી લેધાં ને ઘેટાં– બોકડાએ વચ્ચે બરાબર દબુની જાગા હોધુ મન્નો.

એ ઘેટાં– બોકડાએ વાડામાં ઘેટાં– બોકડાંએ વચ્ચે એક વાઘ આવીને બહી ગોયલો અતો. જમાઈરાજા તે બધે ઘેટાં– બોકડાંએ બડે આત મારેત મારેત અંદ્દાર ફીરનો, અંધારામાં આત થવતાં એક મોટો ઘેટો આતમાં આવનો.

જમાઈરાજેં વિચાર કધો : '' ઓ ઘેંટો હાજો, મોટો આયે, વાઘાભી બીવાડે અહો ને પાસો બરાબર વચ્ચે બઠેલો આયે, ઉલેં વાઘ આવે તયભી વાંધો નાંયને ચોર આવે તયભી વાંધો નાંય, મેં તે વચ્ચે બઠેલો આયેં આં કુણી આવુંના નાંય મેળે, આવી તે હાંભાં ઘેટાં– બકરાં જીં ભી આત આવી તીં લેને વાટે પડી.

જમાઈરાજા તે વાઘા ઘેંટો જાયણો ને વાઘાઓ કાન ધરીને બહી રનો.

જરા જરા વારેં વાઘ ડોય ઈલ્વીને કાન સોડવી એરે, પુણ પલો ડચાકનેલો ઉલેં કાન હાજો ધરી લે.

કાન ધરી ધરીને જવાંયભી ભંગ્નોને મનમાં વિચાર કરે કા સાલ્લો એક ઘેંટોભી માં નાય બદે ?

જમાઈરાજેં તે વાઘાઓ કાન ધરી ધરીને અધ્ધી રાત જેમતેમ કાયડી પસી વિચાયરાં, ચાલ...બસ અવેં આજનો પેરો પૂરો વીનો. અવેં જાંવદે, પુણ વાટે જાતાં એખલા ચોર લૂંટારા કાં તે વાઘ–સિંહ મીળી જાય તે... ? ને હીધી વાટે જાંય ને એગ્ધીં સિપાઈ એરી લે તે... ? ફજેત પડાય.

ઉલેં જમાઈરાજેં અંધારાવાળે આડેઅવળે વાટે ઘર જાવનાં નક્કી કધાં. જાવલાગ ઊભો વીનો ઉલેં ડચાકનો ને વિચાર આવનો કા એક થી બે ભલા. એ મોટે ઘેંટાજ આરીં લેત જાંય. જો વાટે વાઘ–સિંહ મીળી જાય તે ખાવલાગ ઓફી દેંય, પસી મેં હીધો ઘર.... ને ચોર લૂંટારા મીળી તે તીયાં ઓફી દેંય.

જમાઈરાજેં તે કાન ખેંચી ખેંચીને વાઘા ઉઠાયડો, મોટ્ટો એરીને ઘેટેં–બકરેં ભડાકનેં. પુણ જમાઈરાજા નાંય હમાજ પડની, એણે તે વાઘાઓ કાન ધરીને અંધારામાં ખેંચ્યા કધો ને ખેંચેત ખેંચેત ઘર આવી પુગનો.

આંગણે આવીને જમાઈરાજેં બોંમ પાયડી : રાણે ! ઓ… રાણે ! કુલીક હુવેહ તે ? બાર નીંઘ. વાઘાએ ચોક્યે પેરો ભરી આવનો ને એંધાણીમાં ઓ ઘેંટો ધરી લાવનો, એર તે ખરી, ઓ ઘેંટો માં નાંય ગાંઠે.

કુંવરી જાગી પડની ને ખોલ્ડયે માંથીજ બોલ્ની. '' કહોક નાય ગાંઠે, ચઢાવ ઓટલા પાર. ''

જમાઈરાજેં તે કાન ખેંચી ખેંચીને જહાંતહાં કરીને વાઘા ઓટલે ચઢવી દેંધો.

પસી પાસ્સાં બમાયટાં, '' રાણે ! ઓ … રાણે ! ઓ ઘેંટો નાંય બદ્દે, મેં તે આં હુધી ખેંચીને લાવતાં લાવતાં તે ભગીં ગો, લાવ… જરા હાંખાળ લાવતે એરુંહ. ''

કુંવર્યે તે જરાક બાર ખોયલાં ને હાંખાળ લાયખી.

જમાઈરાજેં તે વાઘાએ ગળામાં હાંખાળ લાખીને વાઘા હરખો બાંયધો. પસી બારાહીં બેબ્યે હાંખાળ બાંધી દેંધી. જમાઈરાજા તે ભોંગી ગોયલો અતો ને રાતીહનાં ડચાકનેલોભી અતો ઉલેં નિરાંતે હાંહ લેતાં આખે.

'' હાય સૂટનો ખરો. ''

પસી આરામથી હૂઈ ગો.

હવાર પડની, જમાઈરાજાએ મેલાયે આંગણા રઈને એક સિપાઈ જાય થતો. તેણે વાઘા એયરો, સિપાઈયા તે અહાં વીનાં કા મેં હિવણામાંજ ચાલેત ચાલેત આવનો કા કા ? ઉલેં, એણે તે બેય ડોળા ચોયળા, ને પાસાં એયરાં.

ઓ… તે… વા… ઘ ! કરેત તથો સિપાઈ પળણો.

રાજાએ સેનાપત્યાએ પાહે જાયને બધી વાત કધી, સેનાપતિતે પોતેજ એરુલાગ આવનો, એરે તે હાચ્ચેજ વાઘ ! સેનાપતિ તાથો પળણો ને હવારમાં રાજા ને પરધાનાં ઉઠાડી કાયઠા ને જમાઈરાજાએ ઓટલે વાઘ ઊભેલો આયે અહાં આખી ઘરમાંથા બાર નીંધુની ના કધી.

રાજેં ખાતરી કરુલાગ હરખી તપાહ કરવાયડી તે વાત જડની કા વાઘ જમાઈરાજાએ ઓટલે બાંધાયલો આયે.

રાજાતે વિચારમાં પડી ગો, ને આરીં ખુશ વીનો કા જવાંય કાંય જહોતહો નાંય… બળિયો આયે, વાઘા આરીં લડે ને વાઘાભી એક રાતમાંવશ કરે ઉલો બળિયો… !

પરધાન તે જમાઈરાજાઈ અંદાર અંદાર રોજનાહ મહકેરી કરે થતા, તે ભી આજ વિચાર કરતા વી ગુવા. જમાઈરાજેં તે એક રાતમાં બધાએ મુવેં બન કધેં.

પરધાન ગુસપુસ કરું મન્ના : આપડે તે રાજાઓ જવાંહ ઉલેં ખાલી થૂંક ઉડાડે થૂઈ અહાં હમજી ગોયલા, ને નબળો ને ઢીલોપોચો હમજું થતા, આપાં લાગ જડનો તે આપડે વાઘાએ ચોક્યે દવડો, તે ઓતે વાઘાજ ધરી લાવનો, આખવાં પડે હાં... !

બધા પરધાન આખું મન્ના કા ઓતે ભાઈ આખે તહાં કરી દેખાડે અહો ખતરો જમાઈરાજા.

રાજેં તે મૂસ ચઢાવીને સેનાપત્યા આયખાં કા આજ હુધી તુમીં નાંય કધાં, તી કામ જમાઈરાજેં કધાં.

સેનાપતિ તે કા આખે... ? ઈયેં તે રાજા વીઢનો તી ડોકાં ટોલ્વીને આયકી લેધાં.

જીરીકવાર રઈને પસી પરધાન, સેનાપતિ, પેરેદાર બધાજ જમાઈરાજાએ આંગણે પોંચના. સેનાએ વચ્ચે ઘેરાઈને રાજા ઊભેલો આયે.

જમાઈરાજા વખાણેત રાજા આખે, '' માણો જવાંય વાઘાએ ચોક્યે પેરો ભરૂલાગ ગો ને વાઘાજ ધરી લાવનો, કાંય જહોતહો નાંય ! કા આખા ? ''

સેનાપત્યેંતે કુંવર્યે ને જવાંયાહ બમાયટેં, કુંવરી ઉઠની, જમાઈરાજા તે આઝું ઘોરે તાય, કુંવર્યે ઉઠીને બાર ઉઘડાં તે હાંભો ઓટલે જ મોટો વાઘ ! કુંવરી તે વાઘા એરીને ઉલીબધી બી ગોઈ કા બારાહીંજ ઢૂળી પડની. ને હોહા વી ગોઈ.

બધા વિચાર કરું મન્ના કા અવેં કુંવર્યે વાઘાએ પાહેથી આઘે કહાંક કરીને હરકાવવી.

સેનાપતિ આખે. '' મેલાઓ પાસળનો દરવાજો તોડીને પસી કુંવર્યે કાઢું તે... ? પુણ ઉલામાં વાઘ સૂટનો તો... ? ''

રાજા આખે ઈતે જમાઈરાજાઆં કામ, પેલાં આપડે તીયા ઉઠાડું, અહાં આખી રાજેં જવાંયાહ બમાયટો. પુણ જવાંય ઉઠે કાથો ?

'' ઓતે વાઘાએ ચોક્યે આખી રાત ઉજાગરો ને ભંગ્નેલો પુણ વી ઉલેં નાંય ઉઠે, '' રાજા ને પરધાનીં જવાંયાહ સાથઓયફો.

બાર બો કકાહ ને બોંમબરાડા ચાલે થતા તીં જવાંયાહ નીંધેમાં જીરી જીરી જહાં આયકાયનાં, ઉલેં જવાંય તે ખાટલેથો બઠો વી ગુવો ને બબાડનો કા આજ મેં વાઘાએ ચોક્યે ગો ને નક્કી કાય નવાં વીનાં આયે. અહાં કરીને બારાહીં આવનો, તે બારાહીં કુંવરી ચક્કેર ખાય ને પડનેલી. બાર કા વી રનાં આયે તીં એરુલાગ બારાએ

બાર ડોકાં કાયઢાં, તીયાર એરેતે મોટો વાઘ… ! હાંખળ્યે રંચ બાંધેલો.

જવાંયાહ તે અવેં હમાજ પડની કા : આયહાય ! ઓતે વાઘ ! મેં અધ્ધી રાત હુધી કાન ધરી રનો ને ઘેંટો જાણી ધરી લાવનો, મેં બચી કાકરી ગો… ?

જવાંયહ તે પોતાયાંજ ડીલે આત ફેરવીને એરી લેધાં ને ખાતરી કરી લેધી કા ભૂતમૂત તે નાંય બનાયલાં આયેને ?

જમાઈરાજે તે પાસો ઘામાઘીર … ! ને પાસો ખાટલે જાય ને પડનો ને હાત ગોદ્દેં પાંગરીને હૂઈ ગો. જમાઈરાજાતે પાસો હાત ગોદ્દોડીયો તાવ ચડનો.

રાજા આખે. '' માણો જવાંય તે વાઘ ધરી લાવનો તયભી કાંય પડનેલી નાંય, આણે મનથી તે વાઘ ને બોકડી બેય હરખેં, એટલે તે હૂઈ ગો. ''

જરાવાર રઈને કુંવરી ભાનમાં આવની ઈ તે બો ડચકી ગોઈલી, જહાં તહાં કરીને ઉઠની ને ખોલ્ડયેમાં ગોઈ ને વાઘ ઘરમાં નાંય પેહે અહાં કરીને બાર બંધ કધાં.

પસી કુંવર્યે ખાટલે એયરાં તે જમાઈરાજા હાત ગોદ્દડાંઈ નીચે. જમાઈરાજા પાસો કજે ઘરમાં ઘૂસી ગુવો ? હાત ગોદ્દેં કજે પાંગરવેં પડને ? તી હાચી વાત તે કુંવર્યે સિવાય દુહરાં કુણીભી નાય જાણે,… પુણ… જમાઈરાજા તે આખા નગારામાં પંકાય ગો, લોકાંએ મુએ એકીજ વાત… '' જમાઈરાજા વાઘ ધરી લાવનો. ''

જમાઈરાજા તે અવેં દરબારમાં બો માન જડું મન્ના, ઘણા દીહ વીના.

નગારાએ હાતમે દરવાજે ચોરાઈ ચોકી પારભી બો મોટો પેરો પુણ તયભી નગરમાં ને રાજ મેલમાં ચોરી વેજ.

રાજેં વિચાર કધો કા અહા આરોઢ ચોરાં ધરુનાં કામ પેરેદારાંયાં નાંય, ઈં કામ તે માણો જમાઈરાજા કરી જાણે ને રાજેં તે તરાતીજ દરબારમાં જમાઈરાજા હાયદો.

વાઘાવાળી વાત બનની પસી જમાયરાજેં ફીરું નાં ઓસાં કરી લાખેલાં. કજેકા રખેને રાજા એરી કાઢે ને નવાં કાંઈ ભારી કામ હોંફે તે … ? જોખામ ! પુણ આજ તે રાજેંજ હામેથી હાયદો ઉલેં નાંય સૂટકે જાવાં પડનાં.

દરબારમાં જાઈને ડોયે ખરવાડેત જમાઈરાજા વિચાર કરે, '' કાંય ભારીં કામ નાંય ઓંફે તે હાજાં, '' આઝું તે જમાઈરાજા ખુડસ્યેમાં ભી નાંય બઠો, તાં તે… ?

રાજા આખે. '' જમાઈરાજા કામ પડનાં આયે, નગારામાં ને મેલમાં ચોર બો વધી ગુવા આયે, વાઘ આપડે સિપાઈયાં બોહકી ખાય થતો, તીયાં તુવેં તુણે ગતથી વગાર અથિયારે ધયરોહ, ને અવેં નગારામાં ચોર-લુટારા બો વધી ગુવા આયે, ને પાસા ચોરી કરીને પેરેદારાં ભોહળાવી લાખે, તે ચોરાં ધરુનાં કામ આજથાં તુણાં,

તુણે આજથો હાતમે દરવાજે ચોરાંઈ ચોક્યે પેરો ભરુંનો. ''

રાજાએ વાતમાં પરધાનીં પુણ ડોય ઈલ્વીને હા ભયણી. ને પાસો રાજેં ચઢવો કા ઈં કામ તે તુણે બાંગે આથાઓ ખેલ આયે.

જમાઈરાજા મનમાં બબાડનો. '' બાંગે આથાઓ ખેલ, એગ્યે દીહ માણાં તેલ કાઢી લાખી તીયાર રાજા જપ વળી. એ રાજાતે માં સિવાય દુહરો દેખાઈજ નાંય, દરેક વખાતમાં બલિઓ બોકડો બનાવે તાય ''

તઈભી મોટાય મારુલાગ એણે રાજાએ ચોક્યે જાવની હા પાડી દેધી. પસી દરબારમાંથો ઘર આવનો ને હાત ગોદ્દડેં પાંગરીને હૂઈ ગો.

કુંવર્યે પૂયસાં, '' હાત ગોદ્દડેં કજે પાંગારવેં પડનેં ? આજ કા વીનાં ?

જમાઈરાજા આખે, '' અહોજ જો તુણો બાહ કાયામ ચોકીપેરો ભરુલાગ દવડી તે તુંવાં ઉતારનેલી વીવામાં બો વાર નાંય લાગી. તુણો બાહ માં ચોરાઈ ચોકીએ દવડે તાય. જાણેકા જીવતેજીવ પોહીએ ઉતારનેલી એરુનાં વચાન લેધાં વી. મેં વાઘાથી તે કુંનજાણેહ કાકરી બચનો ? પુણ આજ ચોરાંથી બચુનો નાંય મેળેં, માં પુરો કરી જ લાખી, તું ઉતારનેલી બનેહ પસી તુણે બાનેહ કાળજે હેળકાટ પોંચી. ''

કુંવરી વાત હમજી ગોઈને પૂયસાં, '' તું જાવનોહ કા નાંય ? ને તે મેં ઈ ચાલની… ''

જમાઈરાજેં વિચાર કધો. '' ઈયેભી વગાર માટીડે રંવ કરાયતાય. મેં પુરો વી જાંય પસી ઈણે ઘર જાન આવી, ને નવા નવરાહ હોધે થૂય અહાં લાગે, તયભી ચાલ, જાવાં તે પડીજ. ''

જમાઈરાજેં તે ગોદ્દડેં ઉડાડી લાયખેં ને ઉભો વી ગો ને પસી આયખાં, '' તું રંવ દે, મેં જાંય, ને પાસો નાય આવેં તે પન્નાહ રખે, નેં તે ભૂત વીને એરાન કરીં. ''

કુંવર્યે તે જમાઈરાજા એક અંધેરપિસોડો ઓયફો, તો પાંગરે ઉલેં જમાઈરાજા કુણી નાંય એરી શકે, પુણ જમાઈરાજા દુહરાં એરી શકે… અહો, જાદુવાળો અંધેરપિસોડો !

અંધેરપિસોડો પાંગરીને જમાઈરાજા તે ચોરાએ ચોક્યે પોંચી ગો.

અધ્ધી રાતીહનાં પેરેદાર તે હૂઈ ગોયલા, ઉલામાં તે કિલ્લાએ દિવાલપારથા ચાર ચોર કૂદી પડના ને રાજાએ મેલા ધણ જાંવ મન્ના. જમાઈરાજેં તે ચાર ચોરાં એયરાને તાણે પાસાળ પાસાળ જાંવ મન્નો. રાજાએ મેલહીં જાયને ચારી ચોરા રાજાએ ખોલ્ડયેમાં પેહના. રાજા તે હૂઈ ગોયલો અતો, તહોજ ખાટલો ચારી ચોરીં

ઉંચકીને આઘે થયવો. ને ખાટલાઆ ચાર પાયા અતા તાં ખણી કાયડાં. ને હુનાં ભરેલા ચાર ચરુ કાઢીને ચારીં ચોર ચાલું મન્ના. જમાઈરાજેં કાંય નાંય આયખાં, અંધેરપિસોડો પાંગરી ચોરાંએ પાસાળ ગો. અંધેરપિસોડાઈ જાદૂવાળી કરામત જમાઈરાજા હમજી ગો ઉલેં ધાક બધી નીંધી ગોઈ.

ચારી ચોર કોટાઈ દીવાલ કૂદી ગુવા, ને આઘે એક જાગે પોંચના, તાં ચારી જણીં એક મોટો ખાડો ખયણો. ને તેમાં ધન દાટી દેધાં. પસી વાત કરેત કરેત હોહોને ઘર ગુવા. વાટે હોહોને ઘર જાવને વખાત સૂટા પડના તીયાર એક ચોર બોલ્નો, '' કાણ્યા, હાચવીને જાય. ''

જમાઈરાજેં તે નાંવભી જાણી લેધાં ને કાણિયાએ પાસાળીજ ગો ને તાણાં ઘરભી એરી લેધાં, પસી મેલમાં આવીને હૂઈ ગો.

હવારે રાજા ઉઠીને એરે તે ખાટલે, પુણ ખાટલો ખોલ્ડયેમાં એક ખૂણે, ચારી પાયાહીં બધાં ખણી કાઢેલાં આયેને, હુનાઆ ચરુ નાંયમેળે !

ઈતે રાજાએ ખોલ્ડયેમાં જ ચોરી. ને તીભી ખાટલો ખહેડીને, ખાટલાએ ચારી પાયાહીં દાટેલા હુના ભરેલા ચાર ચરુઆઈ ચોરી.

આજતે રાજા બો પીણસાય ગો. સેનાપત્યાને સિપાઈયાં હાદ્દી ખૂબ લેવડાયટા પસી જમાઈરાજા હાદ્દીને વીઢાય ઉલાં વીઢનોને આયખાં '' તુણે વાઘાવાળી ઓશિયારી આજ પુરી વી ગોઈ, તુણે પેરેદારીમાં માણે ખાટલા નીચે ચોરી... ! જમાઈરાજા ! તુવેં તે માણાં નાક કાપી લાયખાંહ. ''

બધે પરધાનીં પુણ જમાઈરાજા બરાબર ચોપડાયટો.

જમાઈરાજા તે મૂસ ચઢવી દેખાડે.

ઉલેં રાજા આખે. '' મૂરખા ! દરબારમાં નકટોવીને મૂસ ચઢવી દેખાડેહ કા ? હરામ-મરામ આવે કા નાંય ? તુવાં સજા કરીં, પેલ્લી સજા તે ઈ કા. તુણ્યા મૂસી મૂંડી લાખીં. ''

'' ચોરી વીની આય, ચોરભી ઓળખી લેઘેલા આયેં, સિપાયાં હાદ્દા. જમાઈરાજેં તે ઓંહેત ઓંહેત આયખાં. રાજેં તે તરાતીજ સિપાઈયાં હાયદ્દા, ઉલેં જમાઈરાજેં તે તરાતીજ પેલી કાણિયા ચોરાઈ વાત કરીને ઘરાઈ બાતમી ઓયફી, ઉલેં સિપાઈ તે મારતે ઘોડે કાણ્યાહે ઘર પોંચી ગુવા.

રાતીહનો ઉજાગરો કઘેલો ઉલેં કાણ્યો આઝું હૂવેજ થતો. સિપાઈ તે ઘરમાં ઘૂસી ગુવાને, કાણ્યા બે ઝપેટ મારીને ઉઠાડી પાયડો. પસી રાજાએ દરબારમાં ખડો

કરી દેધો. કાણ્યો નાંય માન્નો ઉલેં સિપાઈયીં કાણ્યા ઊંધો ટાંયગો ને બો બડવો. કાણ્યાથી માર નાંય ખમાયનો ને માર માણેજ કજે ખાવનો. અહાં કરીને

કાણ્યેં દુહરા તીન જણાએં નાવેંભી આખી દેધેં. સિપાઈ ગુવા ને રનેલા તીનાં ધરી લાવના ને કોટડયેમાં પૂયરા.

જમાઈરાજેં તે ધન કાં દાટેલાં તીંભી દેખાડી દેધાં. સેનાપતિ સિપાઈયાં લેને ગો ને દાટેલાં ધન કાઢી લાવના. રાજેં તે જવાંયાહ બો ગણકાયરો ને પરધાન બનાયવો.

જમાઈરાજા... ! તે નસીબાએ જોરે રાજા ને પરધાનાઓ ને લોકાંઓ બો લાડકો વીનો, ને પ્રખ્યાત વી ગુવો.

ને રાજા... ! જવાંયાહ પૂયસાવગાર પાણી ભી નાંય પીએ.

# ભાવાડ ઓ ભાવાડ

**ગુજરાતી કથાસાર**

અઠંગ ચોર એવા સાળા–બનેવીની ચૌર્ય વૃત્તિની વાત આ વાર્તામાં છે. એકવાર સાળો એના બનેવીના ઘરે મહેમાન બનીને આવે છે. બહેન સોનાની થાળીમાં એને જમવાનું પીરસે છે. જે થાળી પર સાળાની દાનત બગડી હોવાથી એને ચોરવાનું તે નક્કી કરે છે.



જમીને ઊંઘતી વખતે સાળાની દાનત પારખી ગયેલો બનેવી સોનાની થાળીમાં પાણી ભરી શિકા પર મુકે છે. અને શિકા નીચે ખાટલો ઢાળી બનેવી સૂઈ જાય છે. અઠંગ ચોર એવો સાળો બનેવીની ચાલાકી સમજી જાય છે. અને થાળીમાં રાખ નાખીને થાળી ચોરે છે. અને નદીની રેતીમાં દાટી આવીને સૂઈ જાય છે. ત્યારે યુક્તિબાજ એવો બનેવી ચાલતાં ચાલતાં દેડકાં ન કૂદતાં હોય એવા માર્ગે જાય છે અને થાળી શોધી લાવી શિકા પર ગોઠવી દે છે. સાળો બનેવી એકબીજાને બરાબર ઓળખી લે છે. અને પછી સાથે રહીને પૈસા પડાવવાનો પેંતરો ઘડે છે. એક ધનવાન શેઠને મૂરખ બનાવી પૈસા પડાવે છે. પછી તે પૈસા લઈ બનેવી એક ખાલી કૂવામાં સંતાઈ જાય છે. પણ યુક્તિબાજ એવો સાળો બનેવીએ પૈસા ક્યાં રાખ્યા છે તે જાણી લે છે. અને પૈસા લઈને એક ઘાસની ગંજીમાં છૂપાઈ જાય છે. બનેવી પણ ગાંજ્યો જાય એવો નથી એ જાણી લે છે કે સાળો ઘાસની ગંજીમાં છૂપાયો છે. એટલે એક મેદાનમાં જેટલી ઘાસની ગંજી હતી તેમાં લાકડીના ગોદા મારવાનું શરૂ કરે છે. અને સાળાને શોધી કાઢે છે. ઠગાઈ અને ચાલાકીમાં બંને સરખા છીએ એવું મનોમન વિચારી બંને સમાધાન કરે છે. અને ધન વહેંચી લે છે.

''પાવણોહ જાવનોહીજ તે જે, પુણ કબલીબાઈહે તાથાં કાંય લેપળીને આઝે આવેહ. તુણી હંવે તે બો ભૂંડી''

વહતુ એયરીહ નાંયને આત માયરોહ નાંય. માટીડો તે બો ડાયો વીને આખે ''અહાં તે કાંય વે કા ? ને તીં પુણ બણીયેહતાં ! માટીડો તાણી બણીયેહતાં પાવણોહ જાવલાગ તીયાર વીનેલો અતો તીયા તાણે ડોહાડયે હરકી હમાજ પાયડી ને દવડો. પાસાં ખાસ આખી મૂયકાં, '' પુણ નંડવાય પરવેંદ્દિહ આપડે તાં આવનેલો તીયાર માણા ચાંદ્દીયા ડોલ્લા લે પળનેલો તે ગમ્મેતહાં કરીને હોધી લાવીહ.''

અહો હાળોહ તાણે ભાવાડાયેહતાં પાવણોહ આવતો જાતો રઈ. ઓ ટાસ ને પાકો ચોર. જો ભાવડોહ વહતુ હરખી નાંય હાચવે તે હાળોહ ખરે બપોરે લે પળે. ને જો ભાવડોહ, તુવેં જ ચોરી કધેલીહ અહાં જો આખે તે બે દ્દિહામાં પાસો આવે, ને જીં આતમાં આવે તીં લેને વાટે પડે.આણી બણીહ રડેત રડેત વહતુ માંગુલાગ પાસાળ પાસાળ ધંહે. ભાવાયેહ આથામાંથી ફાંવટે પુણ ભાહ વસ્તુ નાંય ઓફે.

હાળોહ–ભાવડોહ બેય જણા ટાસ ને મોટાચોર ! ચોરીજો કરુના વે, તે હગાંહ ભી નાંય સોડે, તે પારકાં સોડે કા ?

અહો હાળોહ ભાવડાયેહ તાં પાવણોહ ગો. હાળેંહ ને ભાવડેંહ મોટયા મોટયા વાતા કધ્યા – પસી ખાવનો વખાત વીનો ઉલે બણીયેહ બેયાં પાણી ઓયફાં. આથધોવીને બેઈજણા ખાવલાગ બઠા. બણીયેહ તે ભાહ આવનેલો અહાં કરીને હભળાહો બની ગોઈ, ને ભાવાહ હુનાએ ખૂમચામાં – ખાવનાં ઓયફાં.

હાળેંહ તે હાંભે હુનાયો ખૂમચો એયરો, ઈયાતે ખૂમચામાં થવેલાં ખાવનાં નાંય દેખાય પુણ ખૂમચોજ દેખાય !

''માણે ભાવાડાએ પેઝારામાં ખાંડે ઠોબ્લેં નાંય મેળે, ને ઈ હુનાયો ખુમચો લાવનો કાથો ? એગ્ધીં મોટે હેટાએ તાં આત મારેલો લાગે તાય હાં…! હાળાઈહ દાનાત બગાડની ને અહો વિચાર આવનો.

હાળેંહતે ખાંતા ખાંતા નક્કીજ કરી લેધાં કા જો ભાવાડ માણે ઘર પાવણોહ આવે તે માણે એજ હુનાએ ખૂમચામાં ખાવાડવાં. ને જો નાંય ખાવાડેં તે હાળોહ કહાયો ?

ભાવાડ ભી બો પાકો. હાળોહ મનમાં કા વિચારે તીં જાણી ગો. ઓ ભી ચોર ઉલેં જહોતહો નાંય પાકો. ઓતે હાળાહી બધ્ધી બીના જાણે. ને પાછો રાત રવનો ઉલે ભાવડેહં હુનાયો ખૂમચો – થવુનોભી વળ કરી લેધો.

ખાધા પસી ભાવડોહ પોતાયો ખુમચો બણિયેહ ચોળુ લાગ ઓફે, પુણ ઓ ભાવડોહ ! હાળોહ ખાઈલે પસી તો ખુમચો પોતેજ ચોળે પસી પોતાએ ખાટલા ઉપ્પાર એક હિકાં રાખેલાં અતાં, તાં હુનાયો ખુમચો થવી દે, ને પસી તેમાં પાણી રેડે, ને ભાવડોહ હુઈ જાય.

હાળાહ નીંદ નાંય આવે, આણીં



નજાર તે ખૂમચા પાર, ડોળા ઢાંપે ઉલેં પુણ ખૂમચો જ દેખાય. એક બે દાહ તે ખાટલે ચઢીને આત મારી એયરો પુણ હિકાં ઇલ્નાંને પાણી ઢોળાયનાં ને ઝીવરી ભીજી ગોઈ.

હાળોહ હમજી ગો કા : ઈંતે ભાવાડેં માણી નજાર બચાવુને હારું અહાં કઘેલાં આયે.

એક રાતીહનાં હાળેંહ ને ભાવડેંહ ખાધાં પસી ભાવડેંહ તે ખુમચો તાણે આથેજ ચોયળો ને - હિંકાપાર થવી દેધો. તેમાં પાણીભી રેયડાં.

આજ તે હાળોહ વાટ એર્યા કરે કા ભાવાડ કીયાર ખુમચાય પાહેથો



ખહે ને આત મારેં. કાંઈ કામાએ હારૂ ભાવડોહ ગો, ઉલેં હાળોહ ઉઠનો, ને ખુમચોમાં હારખાત લાયખી, ઉલેં પાણી બધાં – ચુહાય ગુવાં, તુલામાં તે ભાવડોહ આવી રનો, ઉલેં હાળોહ ખાટલા પારથો કૂદી પન્નો ને અહોજ આંટા મારું મન્નો, જાણેકા કાંઈ નાંય વીના વી અહો.

ભાવડોહ જાણી ગો કા હાળોહ ખુમચા પાર આત મારે તાય. પુણ ઈયાતે ખુમચો હાચવુની આવડાતપાર બો ભરહો, ઉલેં નિરાંતે હૂઈ ગો. હુવનેહારૂ હાળોહ પુણ ખાટલે પડનો, પુણ નીંદ – નાંય આવે. જાગતો જ પડી રનો. જરાકવાર પસી ભાવડોહ બરાબર ઘોરું મન્નો ઉલેં હાળોહ – ઉઠનો, ભાવડાયેહ ખાટલાહીં ગો ને ડોયે પારથો બાલ તોડી નાકામાં ઘોહી એયરો.

ભાવડેંહ તે નીંધેમાંજ નાકાપાર થાપાટ માયરી. જાગનો નાંય તય ખાતરી કરુલાગ હાળેંહ – કાનામાં બાલ લાયખો. ભાવડોહ જાગ્નો નાંય ઉલેં હાળેંહ જુકિત પાયડી, વળેંજ ભાવડાએહ ખાટલે ચઢનોને ખુમચો લે લેધો, ખુમચો લેને નઈએ હેડે ગો, તાં ભાઠામાં થાળી દાયટી ને નિશાણી થવીને ઘર આવી અગ્ગોજ હુઈ ગો. ભાવડોહ અધ્ધી રાતીહનો જાગનો. ડોળા ઉઘડીને એરે તે હિકાં ખાલી ! હિવણાં તે નાંયને ? અહાં કરી ભાવડેંહ ડોળા ચોળીને એયરાં, ખુમચો નાંય મેળે. અહ... ! આખ્ખાર લે પળણો રા પળણો ! અહાં આખીને ભાવડોહ ખુમચો હોધુલાગ નીંઘનો, ઓ તે વાટે વાટે નાંય પુણ ચાલેત ચાલેત દેડકેં નાંય કૂદે થુવે તહી અવળી વાટે ગો, ને નઈએ હેડે પોંચી ગો. તાં ભાઠામાં નજાર માયરી તે એક જાગે ભીજનેલાં ભાઠાં ને નિશાણી એયરી. તાં જાયને ભાવડેંહ તે તરાતીજ ખુમચો હોધી કાયઢો. પછી ઘર આવનો ને દુહરે જાગે ખુમચો દબાયડો, પસી આખે .....''અવેં મેં ભી આણો સુમાર એરેં''

હવાર નાંય પડનાં ઉલામાં તે ઘર જાઈ રવનાં અહાં હાળેહ નક્કી કધા હાળોહ હદ્દીકો ઉઠનો ને જાવલાગ ઉતાવળ કરું મન્નો, ને આખે પાવણોહ આવનેલોને બો ઘણા દીહ વી ગુવા. ઘરને વાટ બો એરે થુઈ ઉલેં જાવનો.

ભાવડોહ તે હાળોહ કજે ઉતાવળ કરે તીં જાણીગો ને આખે ''આજ ઉલી બધી ઉતાવળ કજે તુણી બણીહ તે આજું ઉઠનીભી નાંય, ઉઠીને પછી બોપોર હુધીમાં ખાવનાં બનાવી કાઢી તીં ખાયને પછી જાવનાં, નેતે તુણી બણીહ માં ખાવાડી.''

હાળાહતે હુનાઈ થાળી યાદ આવે તાય. મનમાં જ વીઢું મન્નો. ''તુણે તે

ખાવની ચિંતા, બાકી માણી ઉલીબધી મેનાતી પાર રેત્યેમાં કુણી પાણી નાંય ફેરવી લાખે તે હાજાં''

નાંયછૂટકે હાળોહ રોકાયનો, જેમતેમ કરતાં બોપોર વીનો ને બણીયેહ તે તેજ થાબ્યેમાં ખાવનાં થવી દેધાં.

થાળી એરીને હાળોહ તે ચક્કેર ખાય ગો. બચારો વિચાર કરેતાય કા ભાવાડ ઈ થાળી લાવનો કાથો ? ભાઠામાંથી કા બેચાર હાંવટયાજ ચોરાટી લાવનેલો આયે.

અદેખાયમાં મન આખે ''બે થાળયા નાંય વી, ઇતે તીજ થાળી હોધી લાવનો હોજો. ભાવાડ ભી કાંય ઓછો નાંય ઓતે અધ્ધી રાતીહનો ખંખોરી લાખે અહો માણુંહ'' બો ઝેરી રા...!

ખાઈ લેધાં, પછી હાળોહ આખે ''જરાક નઈ ધણ આંટો મારી આવેં'' આણે મનમાં અહાં કા ભાવાડાયેહ તાં બેભી થાળયા વે તો ? ભાવડોહ પૂછે, ''કા તાં ભાઠાં કાઢું જાવનોહ....? '' ભાઠાવાળી વાત આયકીને હાળોહ ભડાકનો પુણ જાણ નાંય પડું દેધી અગો અગો નઈ ધણ ગો. નઈહીં જાયને એરે તે થાળી અલ્પાત ! હાળોહ હમજી ગો કા ભાવાડાંઆં કામબી પાકાં. ઓ તે તરાત આવનોને ખાટલે બઠો.

આગોજ બઠો. આજ એણે જાવલાગ રકઝક નાંય કધી ને ભાવડેંહ પુણ કાંયનાંય આયખાં તઈ રઈ પડનો !

રાત પન્ની થાળી એ હારું જ તે હાળોહ ને ભાવડોહ હૂઈ ગુવા. હાળોહ તે ડોળા ઠાપી રનેલો.. આયે તે જાગતોજ ! ઓતે અધ્ધી રાતીહનો ઉઠનો ને હિંકેથી થાળી પાડીને દબાડી આવનો.

પુણ હવારે ઉઠીને એરે તે થાળી પાછી હિકાં પાર. હાળોહ આખે ''ભાવાડ.....ઓ....ભાવાડ ...! તુણે થાળયેમાં તે જાદુ ગમ્મે તાં થઈ આવું પુણ હવારમાં તે હિંકે''

ભાવડો આખે ''ભાવાડ..... ! તુંભી ચોર ને મેં ભી નરો ચોર. ચાલ કણીં ભાગ્યામાં આથમારું''

ભાવડોહ તિયાર વી ગો. બેય જણીં કેણાં મોટાં કામ કરુનાં તીભીં નક્કી કરી લાયખાં.

ને દુહરે દિહ હવારમાં બેય જણા એક મોટે હેટાએ તાં ગુવા, હેટાઓ બાહ અવટાય ગોયલો અતો.

હાળેંહને ભાવાડેંહ પેલા હેટા આયખાં ''તુણે બાનેહને આમણે બાનેહ બો

મોટો વેપાર ચાલે થતો તીયાર તુણે બાહ આમણે બાંય અઝાર હોનામોર ઓફે લી તી જમા કધેલીહ કા નાંય ?''

હેંઠે તે પેલીવાર ઉઘરાણી એયરી, ઈયા આણો બાહ દેવાળીયો આખવાવાળા બે જડના. હેટેં તે બધે ચોપડેં એરીને ના પાયડી.

તીયાર બેય આખે. ''આમણે બાંહે તુણે બાહ અઝાર હોનામોર ઓફે લ્યાજ,ભલે તુણો ચોપડો નાંય બોલે, પુણ તુણો બાહ દેવાં કરીને ગોયલો ને ભૂત બનનેલો આયે. ઉલેં તુણો બાહ મહાણ્યે બોલીહ઼ઢ

બેય જણાં ઘરમાંથા કહાંક કરીને કાઢેં ? નેતે એવેં એતે માણો બાહ દેવાળિયો આયે અહી વાત આખે ગાંવામાં આખી માન્જી ભેગાં કરીને મહાણ્યે કુણી બોલુનાં નાંય મેળે એતે માણે મિલકતમાં ભાગ પાડું આવના આયહ઼ઢ હેટેં વિચાયરાં ને મહાણ્યે કેદીહ આરીં જાવનાં તો દિહભી નક્કી કરી લાયખો ને બેયાં કાયઢા.

નક્કી કધેલો તે દિહ બેય જણા મરાખે મહાણ્યે પોંચી ગુવા. તાં ખાડો ખણી કાયઢો. ખાડામાં હાળોહ બઠો ઉલે ભાવડેંહ ગળા હુધી પુરી લાયખો. ને મહાણ્યે બળીને ઓલવાય ગોયલેં દારવેં હાળાહે ડોયેપાર હરખે ગોઠવીને હાળાયાંહ મુંય દેખાતાં બન કધાં, પસી ભાવડોહ હેટા હાદુલાગ ગો. હેટ તે બો ખુશ, કજેકા બાહ દેવાળિયો નાંય મેળે અહાં આજ મહાણ્યે પુરવાર વી જાવનાં અતાં, તો તે તિયારવીને વાટ એરે થતો. ભાવાડ આંગણે પોંચી હેટા બમાટે ઉલામાં તે હેટીજ ઓટલેતો ઉતરી પન્નો ને મહાણ્યે ઘણ ચાલું મન્નો, મહાણ્યે પોંચી ગુવા.

બેય જણા મહાણ્યે પોંચના પછી ભાવાડ આખે ''એય હેટ, તુણે માણે બાહ આરીં વેપાર ચાલે થતો. તીયાર માણે બાંહે તુઆ એક અજાર હુનામોર ઓછીન્યા દેધેલ્યા. તો ઇસાબ ચોપડે લખેલોહ નાંય ને દેધ્યાભી નાંય તુંએ હુનામોર હાચ્ચેજ ઓફે લ્યા વે તે બોલહ઼ઢ ''બાપા, હાચ્ચેજ હુનામાર મેં લેધેલ્યા. પુણ ચોપડે લખુનાં વીહરાય ગોયલો ઉલેં ભૂત બનીને મહાણ્યે પડનેલો આયેં. માંઠે બાપા તું વેગવેગ હુનામોર ઓફી દેહતે મેં આથો છૂટે'' મહાણ્યે ડોયે હધી દાટાયલો હાળોહ બોલનો.

ભૂત બન્નેલા બાનીહ વાત આયકી હેટ ઢીલો પડી ગો. ને ઘર જાયને પેલા તરાતીજ એક હજાર હુનામોર ઓફી દેધ્યા.

ભાવાડ તે હુનાં લેને ઘર ઉપડી ગો. હાળાહ જાણી જોયને મહાણ્યેજ રાયખો. અહોજ દાટાયલો રંવ દેધો. ઘર પોંચી એણે તે હુનામોર ઘરમાં દાયટયા. હાળોહ ગમ્મે તીયાર આવીને ભાગ માંગી અહાં કરીને એણે તે એક હૂંખે કૂવામાં રવનાં રાયખાં.

રાતીહનો હૂવેભી કૂવામાં જ! ડોહાડીયે ભી આખી દેધાં કા અવેં ખાવનાંપુણ કૂવેજ દે જાવનાં.

હાળોહ તે ડોયે હુધી દાટાયલો. આત-પા ભી જરા ઇલ્વાયનાંય, ને અવેં તે ગાભરાયનો. એખલાથી નીંઘાય અહાં નાંય મેળે, એણે તે બોપોર હુધી વાટ એયરી પુણ ભાવડોહ કાઢુલાગ – આવે તો નીંઘેને, ચાલુ હાળોહ ભાવાડાઈ ચાલ હમજી ગો. બંમ પાડેં તોજ આથાં નીઘાય બાકી ભાવાડેં માં મહાણ્યે બરાબર ઠોકી દેધો આયે, કાંઈ વિધિ કરુની નાંય. મોફોતમાં મરીં.

ઉલેં હાળેંહ બંમ પાડુનાં ચાલુ કધાં. તાણો કકાહ ગોવાળઈ આયકો એખી ગોવાળયાઈ ઇમ્માત નાંય ચાલની ઉલે બધા હાંવટાવીને મહાણ્યે આવના. દારવે ખહેડીને હાળાહ કાયઠો.

ખાડામાંથો નીંઘીને હાળોહ આખે ''ભાવાડ અવેં તું માણી કળા એર, તુવાં તે મે એક પયહોભી નાંય ખાંવ દેં''

હાળોહ તે મહાણ્યેથો હીધો ઘર આવનો. હોધી અયરો પુણ ભાવાડ ઘર નાંય મેળે. અલોપ ! ભાવાડાયે હારૂ બણીયેહ પૂછી એયરાં, બણીહભી જો હાચાં આખે તે ચોરાઈ ડોહાડી કહાઈ ? ઉલેં બણીહ આખે તુવાંજ આરીં આવનેલો પસી પાસો ઘર નાંય આવનો. તુ આવનોહ ને ભાવાડાહ કાં થવી આવનોહ ? અહાં પૂછીને ભાવાહીજ વીઢની.

પેલેં તે પડોહમાં પૂછી એયરાં, કુણીં કાંય આખે નાંય. અવેં ભાવડાહ હોધવો કહાંક કરીને ? હાળોહ વિચારે તાય.

પછી એણે તે એક જુકિત કધી. એક ડોહા બીડી ઓયફી ને પૂયછાં ''બાલા, દુહરી બીડી દેં, પુણ માં દેખાડ કા માણો ભાવાડ કાં ગોયલો''

ડોહો આખે, ''કુનજાણેહ કજે તુણો ભાવડોહ ઘર નાંય રય. તુણી બણીહ બોપોરે ને ધુંધરે રોજનીહ ભાવાડાયેહ હારૂ પોળયા લે જાય. ઉલાં મેં જાણે, પુણ કાં દબનેલો આયે તીં નાંય જાણે''

હાળોહ જાણીગો ને બરાબર તપાહ કધી તીયાર ખબાર પડની કા ભાવડોહ કૂવામાં રઈ તાય. ને ખાવના-પીવનાં ને બધાંજ કુવામાં !

ને હાળોહ તે બણ્યેહથી હદ્દીકો કૂવાહીં પોંચી ગો. ને ખાવલાગ કોંડાયા પોળયાને મીઠાં – કૂવામાં મૂયકાં.

હાળોહ તે ડોયે હુધી દાટાયલો. આત-પા ભી જરા ઇલ્વાયનાંય, ને અવેં તે

ગાભરાયનો. એખલાથી નીંઘાય અહાં નાંય મેળે, એણે તે બોપોર હુધી વાટ એયરી પુણ ભાવડોહ કાઢુલાગ – આવે તો નીંઘેને, ચાલુ હાળોહ ભાવાડાઈ ચાલ હમજી ગો. બંમ પાડેં તોજ આથાં નીઘાય બાકી ભાવાડેં માં મહાણ્યે બરાબર ઠોકી દેંઘો આયે, કાંઈ વિધિ કરુની નાંય. મોફોતમાં મરીં.

ઉલેં હાળેંહ બંમ પાડુનાં ચાલુ કધાં. તાણો કકાહ ગોવાળઈ આયકો એખી ગોવાળયાઈ ઇમ્માત નાંય ચાલની ઉંલે બધા હાંવટાવીને મહાણ્યે આવના. દ્દારવે ખહેડીને હાળાહ કાયઠો.

ખાડામાંથો નીંઘીને હાળોહ આખે ''ભાવાડ અવેં તું માણી કળા એર, તુવાં તે મે એક પયહોભી નાંય ખાંવ દેં''

હાળોહ તે મહાણ્યેથો હીધો ઘર આવનો. હોધી અયરો પુણ ભાવાડ ઘર નાંય મેળે. અલોપ ! ભાવાડાયે હારૂં બણીયેહ પૂછી એયરાં, બણીહભી જો હાચાં આખે તે ચોરાઈ ડોહાડી કહાઈ ? ઉલેં બણીહ આખે તુવાંજ આરીં આવનેલો પસી પાસો ઘર નાંય આવનો. તુ આવનોહ ને ભાવાડાહ કાં થવી આવનોહ ? અહાં પૂછીને ભાવાહીજ વીઢની.

પેલેં તે પડોહમાં પૂછી એયરાં, કુણીં કાંય આખે નાંય. અવેં ભાવડાહ હોધવો કહાંક કરીને ? હાળોહ વિચારે તાય.

પછી એણે તે એક જુકિત કધી. એક ડોહા બીડી ઓયફી ને પૂયછાં ''બાલા, દુહરી બીડી દેં, પુણ માં દેખાડ કા માણો ભાવાડ કાં ગોયલો''

ડોહો આખે, ''કુનજાણેહ કજે તુણો ભાવડોહ ઘર નાંય રય. તુણી બણીહ બોપોરે ને ધુંધરે રોજનીહ ભાવાડાયેહ હારૂં પોળયા લે જાય. ઉલાં મેં જાણે, પુણ કાં દબનેલો આયે તીં નાંય જાણે''

હાળોહ જાણીગો ને બરાબર તપાહ કધી તીયાર ખબાર પડની કા ભાવડોહ કૂવામાં રઈ તાય. ને ખાવના–પીવનાં ને બધાંજ કુવામાં !

ને હાળોહ તે બણ્યેહથી હદ્દીકો કૂવાહીં પોંચી ગો. ને ખાવલાગ કોંડાયા પોળયાને મીઠાં – કૂવામાં મૂયકાં.

મેદ્દાનામાં તે ઘાહિયાયા બો ઘણિયા ગંજયા, ઉલેં હાળોહ કહાંક કરીને હોધવો ?

ભાવડેંહ તે એક જુકિત વિચારી કાયઢી. એણે તે એક આથામાં હળકાં લેધાં ને એક આથાં માં ઘૂઘરા લેધા. પછી ખ..ડિંગ...ખ..ડિંગ..ખડિંગ કરેત ગંજયે

ગંજયે ફીરેને ગંજયેમાં હળકાઆ ગોધા મારે. નાંય એરે તીયાતે અહાંજ વે કા ઘૂઘરા બાંધેલો બલ આવે તાય, હાળાહ ઘૂઘરાઓ કકાહ આયકાયનો.

અવેંતે ખડીંગ, ખડીંગ, અવાજ પાહે આવું લાગનો, ભાવડોહતે હાળોહ જે ગંજયેમાં ગભરાયેલો અતો તાં ગો ને હળકાઓ ગોધો જોસતી માયરો. હાળાહે બોકામાં ગોધો લાગનો. પુણ હાળોહતે કળપાયને પડી રનો. ઈયા તે અહાં વિનાં ''સાલ્લો, પટેલાઓ હાંડ આવનો આયે હાં હિંગ્ડા કૂલાક લાંબાવી તે પેટામાં લાગના ! ને ઓતે આહોડી આહોડીને ગંજી ઢોળી મૂકુનો''

ઉલેં હાંડા હમજાવુ લાગ હાળોહ આખે.

''હેટ, હેંટ..હેંટ, ...હેટ, હેંટ..હેંટ...,હેટ હેંટ..હેંટ...''

ભાવડેંહ ગંજયેમાં હાળાહ બોલેત આયકો ઉલેં ભાવડેંહ આયખાં. ''તું કૈહ કર કા મૈહ કર, કાંય ચીલી નાંય, મેં તુવાં હોધી કાયઢો આયેં ઉલેં હિદ્ધો બાર આવુનોહ તે આવી ર.. નેતે પસી હળકા રંય ગોધાટી ગોધાટીને બાર કાઢીં''

હાળેંહ વિચાર કધો અવેં તે મેં ધરાય ગો. ને જો નાંય નીંધી તે હળકાઆ ગોધા ખાવા પડી.

પસી બેય જણીં એકદૂહરાથી દબુનાં બંધ કરુનાં નક્કી કધાં ને પયહા હરખેભાગે વેંચી લેધા.

# લે તાણ

**ગુજરાતી કથાસાર**

સાસરામાં શરમનો માર્યો ઓછું જમતો જમાઈ મધરાતે ભૂખ્યો થાય છે. મિત્રની મદદથી રસોડામાં છાનોમાનો ઘૂસીને ભરપેટ ખાય છે. નક્કી કરેલી યુક્તિ પ્રમાણે રસોડાના બારણા પરના બાકોરામાંથી રસોડાની અંદર લંબાવેલા દોરડાને પકડીને જમાઈ " લે... તાણ " એવી મિત્રને બૂમ પાડે છે. પરંતુ મિત્ર ઘસઘસાટ ઊંઘી ગયો હોવાથી જમાઈને રસોડામાંથી દોરડું ખેંચીને ઉપર લાવવા ઊઠી શકતો નથી. સાસરાનાં સૌ કુટુંબીજનો અને પાડોશીઓમાં જમાઈની બૂમો સાંભળીને " લેતાણ " નામનું કોઈ જાનવર રસોડામાં ઘૂસી ગયું છે. એવી ગેરસમજ થાય છે. પછી તો તેઓ વચ્ચે તે વિશે અનેક પ્રકારની અટકળો ચાલે છે. હિંમત રાખીને એક માણસ લેતાણ પકડવા રસોડામાં પેસે છે. તેના પર જમાઈ દહીંનું માટલું અફાળે છે. અને ઘરના પાછલા બારણેથી છટકી જાય છે અને જેના માથે દહીં ઢોળાયું છે એવો પેલો હિંમત કરીને રસોડામાં પેસવાવાળો માણસ ભાગતો ભાગતો ઓટલે આવે છે. લોકો એને લેતાણ સમજી ધીબી નાખે છે.



તિયારને જમાનાઈ જો વાત કાઢેતે ડોહેં ઈમીં ભી હરમાય ! તે દિહીજ અહા અતા કા માણહેં એકદુહરાઈ લાજહરામ બો રાખે. હાહુયાંહ નાંવ દ્રવાલકીઢ્ઢ વેતે વોહ ''વાલઢ્ઢઢ્ઢ અહાં નાંય બોલે. પુણ કડવીદ્દાળ કા પછી કડવી દ્દાળીઆ દ્દાણા અહાં કાંય આખે.

હહરાયાંહ નાંવ કોળધો વે તે કોળ ને ધોરીયાં નાંવ નાંય લે, વોવેયેંહ નાવેં કુણીનાંય બોલે પુણ તિયે જે ગાંવમાંથી આણેલી વે તે પરમાણે દ્રઈ ઢ્ઢ કા પછી દ્રવાળીઢ્ઢ થી પૂરેં વે તહેં નાંવેં બોલાય. સુખાલાથી જો વોહ લાવનેલેં વે તે દ્રહુખાળીઢ્ઢ આખે. ઘોઘડકુવાથી લાવનેલેં વે તે તીયે ''ઘોઘડીઢ્ઢઢ્ઢ આખે. પાટીથી લાવનેલા વે તે ''પાટીવાળીઢ્ઢઢ્ઢ આખે. આથમણે થી લાવનેલા વે તે એઠવાહી આખે. ઉગાવણે થી લાવનેલા વે તે પાનહોરીયા કાં ઉગાવણ્યા આખે.

જવાંયાંહેં નાવેં દ્રવાળોઢ્ઢ થી પૂરેંવે. હહારવાડીવાળેં પોહીએ નાંવાયે પાસાળ દ્રવાળોઢ્ઢ લગાડે એકધાએ પોહીઆં નાંવ દ્રછ્વલીઢ્ઢ વે તે તીણે વાળા આખે '' સવલીવાળો '' વિરવલ ગાવનો વે તે '' વિરાવલ્યેવાળો '' આખે.

લગાનવેવાર ગોઠવુંનાં કામ તે ડોહાયાં જ, આયતેં આયતેં પોહાં પન્નાવી કાઢે. પોહોને પોહી તે એકદુહરાં ઓળખે ભી નાંય, ને કાંય હમજે ભી નાંય પુણ ડોહાં ચિંતા નાંય અતી. અરે ! કા વાત કરેહ પન્નાવલાગ બેઠેલેં વે તાંભી ડોયેપાર ઉલેં બધે બાહિગ્યેં ગોવે કા તાણે મુવેં નાય દેખાય. પન્નાય પસી પુણ મયના હુધી આણેં ચાલે. પોહી બેકદીહ બાનેહતાં તે બેક દીહ હહારવાડી અહાં ચાલ્યા કરે. ને આરીં એક કુરુલીહ તે રઈજ. પસી નવરીહ એખલીજ હહારવાડી જાય, તિયારભી ડોહાંઈ બો હરામ રાખે. નવેંનવેં નવરેંહ વે તય એકદૂહરાં આરીં બો વાતભી નાંય કરે. ને બાહને વાય પોહાએ ડોહાડીયે બો વખાણે, તે કુંણી વિઢેભી.

આમણે વોહ આવીને મઈનો વીનો પુણ આઝુંભી પોહા આરીં નાંય બોલે. પુણ છીપકા ઈ વોહ તે આવનીને દુહરેદિહથી જ અહી અહીને વાત કરે. હાવ મચકાળી તી !

અહા હરામવાળા જમાના ઇ વાત આયે.

એક વખાત જવાંય હહારવાડી પાવણોહ ગો. નવો જ પન્નાયલો ઉલેં હહારવાડીમાં બો હરામ લાગે. તાણેહારૂ એક દોહતારા કુરુલોહ લેને ગો.

બેય જણા આખોદિહ મૂંગળા જહા ખાટલે બહી રના, રાત પડની. ખાવનાં તિયાર અતાં હાહુહએ બેયાં ખાવલાગ બહાયડા. ખાવનાં તે હાજાં અતાં બો બધાં

બનાવેલાં. પેલા જવાંયાહંયે દોસ્તારેં તે ડાબીને ખાધાં. જવાંયેંહ ઘણાં ઓસાં ખાધાં, આત ધોવીને ઉઠી ગો.

ઘરનીં ખાય લેધા ઉલે. હાહુહ મંન્ની તે બાહણેં ધોવી કાયઢેં. ખાવનાં વધનેલાં અતાંતી હરખાં ઢાંકી થયવાં ને રહોડાએ બારે તાળાં માયરાં પસી બેય જણાં ખાટલો વાળી ઓયફો, ખાટલા એ નીચે પાણી થયવાં ને હાહુહ તે હુઈ ગોઈ.

જવાયેંહતે ઓસાં ખાધેલાં ! નાંય ટકાય, અવેં કા કરે અહો વિચાર જવાંયાહ આવનો.

નીંન ઉડી ગોઈ, દોસ્તારા જાગાડી પાયડોને આયખાં, ''માં તે બો ભૂક લાગની રા... અવેં કહાંક જહાં કરે ?'' દોસ્તાર આખે ''જિયાર ઉલાંબધાં ખાવનાં અતાં તિયાર ખાધાંહ નાય, વી ઈંતે, ચાલ ખાવનાં કાં ઢાંકેલાં તીં મેં એરેલાં આયે''

અહી વાત કરીને બેય જણા રહોડા ધણ ગુવા. પણ બારે તે તાળાં! ચાવી ગોહવી એયરી, – ચાવી જન્નીભી ખરી, પુણ લે કાકરી ? ચાવ્યા તે હાહુહએ કડીમાં ટીંગ્લાય રનેલ્યા.

જવાંયાહ દોસ્તારેં આયખાં, ''હરામ જો રાખું ગોહ તે તું ચુંબાયલો જ રઈ. ઉલેં હાહુહએ કડીમાંથ્યા ચાવીયા કાઢ''

ઉલો બધો ચૂંબાયલો કા અવેં હરામ સોયડી. હાહુહ હૂવે થતીં તે ખાટલા હીં ગો. હાહુહ તે ભરનીન ! પેલેંતે ચાવીયા લેવલાગ હાહુહએ કડીમાં આત માયરો. પુણ ગાભરાટમાં હાહુહએ કડીમાં નખ બહાડી કાયઠાં. હાહુહ નીંદ્દમાં અતી. પુણ કડીપાર આત ફેરવોને બોલ્ની '' મરી ગુવેં બિલાડેભી કહેંક ? અધ્ધી રાતીહનાં પુણ હુંવ નાંય દે!''

જવાંય ખાટલાહીંથો ખહી ગો, ને અવેં કા કરવાંતીં દોસ્તારા આરીં વિચારું મન્નો.

'' રહોડાએ બારાપાર એક માણુંહ નીંઘી જાય ઉલો ભોંહકો હોજો. ભોંહકામાંથો ઉતારને ખાય આવ. લે મેં દોડાં લાખેં, તીં ધરીને ઉતરી પડ'' દોસ્તારેં આવડાત દેખાયડીને ભોંહકામાંથી દોડાં લાયખાં.

પછી જવાંયાહ હમજાયવો કા, તું ખાય લેહ પછી તુણે લે.. તાણ, લે.. તાણ અહાં બોલુનાં. ઉલેં જવાંય રહોડામાં ઉતરી પન્નો, ખાવનાં હોધી કાયઢાં ને અતાં તુલાં ખાય ગો.

જવાંય ખાવામાં પડનેલો તુલામાં આણો દોસ્તાર જરાક ખાટલે આડો

પન્નો. દ્દોસ્તારેં તે બરાબર ખાધેલાં અતાં ઉલેં ખાટલે પડનો તહો હુઈ ગો.

જવાયેંહ તે પેટ ભરીને ખાધાં પસી રહોડામાંથો બોલનો, '' લે....તાણ, લે તાણ, લે....તાણ'' દ્દોસ્તાર તે હુઈ ગોયલો. ઉલે આણાં લે...તાણ કેણો બાહ આયકે. ! રસોડામાં બો કયારથાં લે...તાણ, લે...તાણ અહાં આયકાયા કરે, તીં આયકીને ઘરનેં જાગી પડનેં. કકાહ ચાલુ જ અતો, લેતાણ... લેતાણ.... આયકીને ઘરનેં બી ગુવેં ઉલેં પોહેંટોહેં લેને આંગણે પળનેં.

જવાંયાહો દ્દોસ્તાર ભી જાગી પડનો. તો ભી ઘરનાં આરી આંગણે ગો. પુણ કાંય આયખાં નાંય, અગ્ગો જ રનો. ઈયાતે અહાં કા બધેં જ જાણી જાય તે માણો દ્દોસ્તારાઈ હહારવાડીમાં ઈજજાત કા રય ?



ઘરનેં ધાભરાયલેં અતેં. ધાભરાટમાં જવાયાહભી વિહરાય ગુવેં. ઘરની તે બમાટી બમાટીને ફળયાં ભેગાં કધાંને આયખાં,

‘‘આમણે ઘરમાં તે લેતાણ ભરાઈ ગોઈ. બારે તાળાં મારેલાં તયભી ભરાઈ ગોઈ. આયકા અઝુંભી લેતાણ અહાં આયકાય’’

લેતાણ કાઢુની વાત તે આધીજ રની ને લેતાણ કહીક રઈ તી વાત બધેં કરું મન્નેં.

ભેગા વીનેલા લોકભી ડચકી તે ગોયલા જ અતા. ઉલેં ઘરમાં જાયને લેતાણ કહીક આયે તીં એરૂલાગ કુણીં તિયાર નાંય અતાં.

એક જણો આખે ‘‘લેતાણ તે મેં એરેલી, ખડીયા જહી રય. પુણ પામાં નખેં નાંય રય, ખુરીયા રય’’

દુહરો આખે ‘‘લેતાણીઆં મુંય મગારાએ જહાં રય, દ્વાંતભી બો લાંબાં મુંય બન વે તય દ્વાંત દેખાય, ઉલા લાંબા દ્વાંત !’’

લેતાણીઈ અહી વાત આયકીને ઘરને ડોહાડીયીં પોહાં ઓંગેમાં ખેંચચે, બધેં વાત હત્તાર જાતની કરે, તહેં તહેં ઘરનેં ધાભરાય, ઘરનેં તે બો બી ગુવેં, અવેં ઈ નાંય નીંધની તે રવાં કાં ? ઈંતે બો મોટા જોખામ !

લેતાણીએ વાતમાં એક જણો બાકી રઈ ગોયલો. તો ખૂબ પાદ્દરો. લેતાણીઈ બોંમ પન્ની તિયાર એરુલાગ આવનો ખરો પુણ ડોહાડીએ પાસાળ પાસાળ, નીંદ્દમાં બિલાડાં કૂદી જાય તયભી ઉલો બી જાય કા તાવ આવે ને ઠાઠયેમાં પચ્ચીહવાર થૂંકે તિયાર જરાક હરખો વે ઉલો બીકરો.

બધાં કરતાં પાસાળ ઊભો રનેલો અતો, લેતાણીએ હારું બધા જાત જાતની ઠોક મારે થતા, ઉલેં ઈયા અહાં વિનાં કા મેં બાકી રઈ જાવનો ઉલેં ઈયાભી લેતાણીએ હારૂ કુલોક જાણે તીં – આખુનાં સુર ચન્નાં, ને આખવામાં કા જાવનાં અહાં કરીને બોલનો,

‘‘ અહા વાતીજ કર્યા કરુનાહ કા લેતાણ કાઢુલાગ કાંય કરઝાહ ? બધા હાવીજ બીકરા !? જાણે નાંયને સુંસેડામાં આવે તહાં આખ્યા કરે. લેતાણ ઘરવામાં તે મેં ખરો કારીગાર, મેં તે જીવત્યા લેતાણી ધરેલ્યાને જીવત્યા જ રાનામાં થવી આવનેલો’’

‘‘આપણે ઓ તે બો કારીગર ’’ તાણી ડોહાડી ભી બકાટું મન્ની. માણહાંમાંથો એક જણો આખે ‘‘ઈયા ધકલી મુકા તેરા, ધકલીને વાટલ્યે ચઢવી દેયા

પછી લેતાણ કાઢું આખા, પસી માનુંકા લેતાણ કહીક દેખાયટ્ઠટ્ઠ

પેલો આખે''લેતાણીઓ રંગ તે ચાંદ્રયોમોર્યો રય'' પેલો બો ઓસ્સારી મારે તાય અહાં બધાં લાગનાં ઉલેં બધા લોક તે તાણે માથે જ પડના, બધા બો ચઢાવું મન્ના.

તું તે લેતાણ ઘરવામાં ખરો કારીગર. તું જેજ, ચંદ્રીમોર્યીલેતાણયે બાર કાઢ, બાર નીંધે ઉલેં ભોહળાવી લાખું. આમું ડેંગુંરાલેને આંગણે જ ઊભેલા હોજા.

ઓ તે કારીગર બનુ ગો પુણ ભેરવાયનો, ને બીંવ મન્નો, ઈયા તે અહો વિચાર આવનો. ''આં તે હાચી હમાજ પાડવામાં ભી જોખામ, હમજાવું ગો તે માણે જ માંથે પન્ના, પેલો તે ઘરમાં જાવની આળાહ કરું મન્નો'' ત્યાર બેક જણીં આયકાયવાં ''હધરે નાંય તે ઓસ્સારી કજે મારેહ ?'' લોક મહકેરી કરું મન્ના, બધા જાત જાતનાં આયકાવે. બધાયાં અહાં જાતજાતનાં આયકીને આણી ડોહાડી કંટાળાયની ને પેલા દવડું મન્ની.

'' કારીગર વીને અહાં કરેહ કા ? જાવાય કા નાંય'' ડોહાડયે ચઢાયવો ઉલેં પેલો આખે, ''મેં કાંઈ બધાં જહો બીકરો નાંય મળેં, કુણાંજ નાંય આવડે થુવે તે મેં જાવનો જ ને, ઈં તે ખાલી પૂસી એયરાં''

પસી લાકાડલેને નાંયછૂટકાપાર ઓટલે ચડનો, ઓટલે ચઢીને ઊભો રનો, કાંય વિચાયરાં ને ને આંગણે પાસો અવનો.

પાસો ફીરી આવનેલો એરીને પોહીં બોંમ પાયડી, ''બી ગોહને, પાસો કજે આવનોહ, નરો ! પાદ્દરો દેહૂંહ !''

કારીગરેં પોહાં કાંઈજ નાંય આયખાં, પુણ આખે ગાંવાઈ રાખવાળી કરવાવાળો ચોકીદાર ઉભો રનેલો અતો તીયા આરીં હાદૂં મન્નો.

ચોકીદારેં તે ના પાયડી ને આયખાં '' મેં તે ચોરાં ઘરવામાં કારીગર , લેતાણ ઘરવામાં નાંય, માં તે લેતાણ ઘરતાં નાંય આવડે ઉલેં તુંજ જે ને ઘર''

'' ચાલતે મેંજ જાંય, ઓતે આખે ગાંવાઈ ચોકી કરવાવાળો પુણ એક ઘરનાંય હાચવાય તીં આજ માલૂમ પડનાં, સાલ્લો હાવ નકામો માણુંહ દેહું '' કારીગારેં ચોકીદાર પાર કાળ કાયઢી.

કારીગર હમજીજ ગો કા ઈ કામ અવેં માણેજ માથે પડનાં આયે ઉલેં કરવા વગાર સૂટકો નાંય, ઉલેં ઓટલેથી પરહાળીમાં ગો ને બારે લટાકનેલાં ટાળાં ધુજેત ધુજેત ખોયલાં. જવાંય તે રસોડામાં બઠાં બઠાં આંગણે જી લેતાણીઈ વાત ચાલેથતી

તી આયકીને જાણીજ ગોયલો કા અધ્ધીહ રાતીહનાં ફળીયાયે માણહીં ઉજાગરો કધો ઉલેં અવેં વગ્ગાર ફોગટનો માર તે પડુનોજ, ને હહારવાડીમાં માણી ઇજ્જાત જાંવની, ઓતે જો ભી આવે તીયાપાર હાંભો વીવલાગ ખાટે દૂધાયાં દણાં લેને વાટ એરેતાય, કા આવે ઉલેં આફળુનાં.

આંગણે જરાભી કકાહ નાંય, ડોહાડાં ને પોહાં એક ખોલ્ડયેમાં ભયરેં, ને બધા માટીડા આંગણે આયે, બધાં એકીજ વિચાર આવી રનો આયે કા, અંદ્દાર કાવી રનાં વી ? લેતાણ કહીક વી ?

બેચાર જણીં અંદ્દાર અંદ્દાર વાત કધીને વિચાર કધો કા ઓતે લેતાણ ધરુંના માન આખે ગાંવામાં એખલોજ ખાટી જાવનો. આપડે પુણ જો પાસાળ પાસાળ જાંઉ તે લેતાણ ધરુનાં માન મોફોતમાં જડે અહાં ખરાં.

ને જાંવ મન્ના, ઓટલે ભી ચઢી ગુવા. તીયાં તાણે ડોહાડયીં એયરા ઉલેં બમાયટા ને ખૂબ વીઢન્યા, પેલીંતે ઓટલેથાં ડોહાડયાંધણ એયરાં, ડોહાડયીં તે ખાખણયેમાં ડોળા કાયઠા ઉલેં ડાયાવીને ડોહાડયાંયે પાહેં આવીને ઊભા રઈ ગુવા.

અહાં એરીને ફજેત પડનેલી કારીગારાઈ ડોહાડી કયારની ચૂપ અતી, તીયે બોલુનો લાગ જડી ગો. તી આખે '' એયરાહ કા ? ડોહાડયાંયે ઓંગેમાં ભરાય ગુવા ! મોટા કારીગર વીને લેતાણ ધરુલાગ નીઘનેલા તે ! ''

કારીગારાએ ડોહાડયે અહાં આયખાં તીં બધીંજ આયકાં, પુણ જરાક ઓહિયાળા પડનેલા – ઉલેં કાંઈજ નાંય આયખાં, તાણે ડોહાડયીંભી કાંય જવાબ નાંય ઓયફો.

પેલે કારીગારેં તે તાળાં ખોયલાં, પછી ધીરે રઈને બાર ખોયલાં, હીદ્ધો રહોડામાં નાંય ગો, પુણ બાર અધ્ધાં ખોલીને રહોડામાં ડોકવી એયરાં, લેતાણ લેતાણ અહાં આખીને જવાંય કંટાળનેલો અતો, તુલામાં તે કારીગરે ડોકવી એયરાં, કારીગાર તીયા એરેનાંય એરે તુલામાંતે જવાંયેહ ખાટે દૂધાયો દણો પેલાએ ડોયે પાર આફળો. દણો ફૂટીગો ને ખાંટાદૂધ કારીગારાએ ડોયેથીં લેને તે પા હુધી ઢોળાયનાં, ને કારીગાર પાથી ડોયે હુધી ચાંદ્રોમોર્યો વી ગો.

બીનેલો કારીગર બારાહીંથો જ પાસો પળણો ને આંગણા ધણ ગો.

કારીગારી જ ચાંદ્રોમોર્યો વી ગો ને પળેત પળેત ઓટલે આવનો, લોકીં ચાંદ્રોમોર્યો એયરોને બોંમ પાયડી.

''ઇ તે બે પા વાળી ચાંદ્રીમોર્યીલેતાણ ...! '' ધરા.... બડવા !

ઘાભરાયલો કારીગર આખે ''મે નાંય .... મેં. નાંય....!''

લોક આખે, અધ્ધી રાતીહનો ઉજાગરો કરવાયડો ઉલેં જી વે તી.

લેતાણ વે કા મેનાય વે બડવા !

ખિજવાયલા લોક કારીગારા પાર લેતાણ હમજીને તૂટી પડના, કારીગારેં તે બો માર ખાધો. બધા લેતાણીયે બડવે થતા તુલામાં જવાંય ઇજ્જાત બચાવુલાગ પાછલે બારા રઈને પળણો.

# નાગાઆં કુણ હગાંહ

**ગુજરાતી કથાસાર**

એક રાજકુમાર અને પ્રધાન પુત્રનાં લગ્ન બાળપણમાં થાય છે. બંને રાજકુંવરીઓને પરણે છે. બંને મોટા થયા એટલે આણું કરવા સાસરે જાય છે. રાજકુંવરનું સાસરું વડવાટ નગરી છે અને પ્રધાનપુત્રનું સાસરું આઘેલીદૂધેલી નગરી.

રાજકુંવરનું સાસરું રસ્તામાં પહેલું આવે છે. એટલે રાજકુંવર સાથે પ્રધાનપુત્ર પણ ત્યાં રોકાય છે. પણ રાજકુંવરની પરણેતર તેમના દરબારમાં રહેતા એક સાધુના પ્રેમમાં છે. એટલે સાધુના કહેવાથી રાજકુંવરી બે મિત્રો જ્યાં સૂતા છે ત્યાં જ રાજકુંવરની હત્યા કરી નાખે છે. અને પોતાના મહેલમાં જતી રહે છે. મિત્રને મરેલો જોઈને પ્રધાનપુત્ર ચિંતાતુર બને છે. કોઈકના કાવતરાની ગંધ એને આવી જાય છે. પછી ચતુર એવો પ્રધાનપુત્ર બધાની નજર બચાવી ચતુરાઈપૂર્વક કુંવરના મૃતદેહને પોતાના સાસરે લઈ જાય છે. ત્યાં પ્રધાનપુત્રની પરણેતર અમરપાણી છાંટીને રાજકુંવરને સજીવન કરે છે. પછી બંને મિત્રો કુંવરીને લઈને ઘરે જવા નીકળે છે. ત્રણેજણા રસ્તામાં આવતી વડવાટ નગરીમાં શું ચાલીરહ્યું છે તે જોવા જાય છે. અને ત્યાં રાજાને બધી હકીકત કહી દે છે. રાજા પરિણિત એવી મોટીકુંવરીને પેલા સાધુ સાથે હાંકી કાઢે છે. અને રાજકુંવર સાથે પોતાની નાની કુંવરીને પરણાવે છે.



એક અતો રાજાઓ પોહો ને દુહરો અતો પરધાનાઓ પોહો ! બેયાંયે બો જોડી. બેયાંયા વેવા આયતા તિયારીજ વી ગોયલા. રાજેએ પોહાઈ હહારવાડ વડવાટનગરી ! ને પરધાનાએ પોહાઈ આઘેલીદૂદ્દેલી નગરી ! નવરીયાહ આય- બાનેંહ તાંજ રઈ થત્યા.

ઘણેં વરહેં વી ગુવેં, અવેં તે બે જણા મોટા મૂસવાળા માટીડા વી ગુઆ ! હહારવાડી તે બેય જણા ગોયલાજ નાંય અતા. ઉલેં હહારવાડી જાવનો વિચાર કધો. રાજેંને પરધાને બેય જણાં જાંવનેહારુહા પાયડી, ને નવર્યાં પુણ લેતીજ આવઝાહ અહાં હમજાયવા ને પછી દવડા.

બેય ઘોડા લેને નીંધના, વાટ તે નવીજ પુણ વેગવેગ જાય રના, વડવાટનગરીએં રાજાને રાણીતે જવાંયાહ આવનેલો એરીને ખુશ વી ગુવેં. હાહવેહ તે દીવો કધોને આવકાયરો. આજ તે રાજાહેતાં બો હાજાં ખાવનાં બન્નાં, રાજાએ પોહા તે કુવર્યે થવી થવીને બો હાજી રીતે ખાવાયડાં, રાત પન્ની ઉલેં બેયાં પથારી કરી ઓયફી. બેય હુઈ ગુવા ઉલેં પેલી પળણી.

વડવાટનર્ગ્યેમાં એક બાંડગો બાવો આવનેલો અતો, તેણે વશ કરુની વિદ્યા રાજાએ બદધે ઘરનાં પાર લાખેલી અતી. ઉલેં રાજાઆં આખાં કુટુંબ બાવટાએ વશમાં ! ને રાજાતે ઉલો ભોળવાય ગોયલો કા બાવટા મેલમાંજ રાખેલો, ને તાણી ચાકરી કરુલાગ રાજાઈ પોહીજ જાય થતી. ઉલેં તી બાવટા આરીં લટવાયલી.

ઈતે પન્નાયલી અતી. બાંડગી વી ગોયલી રાજાઈ પોહી. આજ ઘણીહ આવનેલો તય રાતીહનાં ચાકરીએ બાનેં બાવટાએ પાહે ગોઈ, રાંડ નરી મચકાળી તી!

રાજાઈ પોહી આજ બાવટા પાહેં હદ્દીકી નાંય ગોય. બાવેં પૂયછાં ''આજ મડાં કજે કધાંહ, કુલીક વાટ એરવાયડીહ.. !'' રાજાઈ પોહી આખે ''આજ તે માણો ધણીહ આવનેલો ઉલેં મડાં વીનાં'' બાવા અહાં વીનાં કા અવેંતે માણો ખેલ પુરો. ઉલેં બાવટો આખે '' મેં કાકરી માંને કા તુણો માટીડો જ આવનેલો આયે, તાણાં ડોકાં લાવેહ તે માને. '' કુંવરી આખે, '' ઇમ્મીજ લાવેં '' બાવા આરીં મચકાયલી કુંવરી બધાં વિહરાયની. પરધાનાઓ પોહો ને માટીડો જાં હુતેલા અતા તાં આવની. તલવાર આથામાં લેધી. માટીડા કચકાટી લાયખો ને ડોય ને ડીલ છૂંટે પાયડેં, પસી ડોય લેને બાવાએ પાહેં ગોઈ. બાવેં ડોય એરીને અયખાં '' તું તે તુણે માટીડાઈ ડોય વિચાયરા વગાર કચકાટી લાવનીહ ઉલેં એદધેદ્દીહ માંણીભી ડોય કચકાટીહ ઉલેં ઇ

ડોય માં નાંય જોયે ને તું પુણ નાંય જોયેહ, આથી પળ તે, ને તુણે માટીડાઈ ડોય તાણે ડીલાહીં થવેત જાય ''

પરધાનઓ પોહો અધ્ધી રાતીહનો જાગનો, ને જોડીદાર અહો રાજકુમાર તાણાં ડીલને ડોય – સૂટેં એયરેં. આખ્ખે પથાર્યેમાં તે લોંય ! પરધાનાએ પોહેં વિચાર કધો, ઇ વાત જો આં રાજા આખું જાંય તે માણે માથે પડી. ને માં પાહટીને મારી. ઘર



જાયને વાત કરીં તે, કુણી માની નાંય, તાંભી માણો તે મરોજ ! ઉલેં પરધાનાઓ પોહેં તે, તાણી હહારવાડ આઘેલીદૂઘેલીનગરીમાં જાવનો વિચાર કધો, ને કુંવરાઆં ડિલ



ઘોડાપાર થવી દેંધાં, ડોય પોતાયે પાહે રાયખી પસી જાઈને રાજા ઉઠાયડો.

અધ્ધી રાતીહનાં રાજા વાત કધી '' મારાજ તુણો જવાંય નગાર એરૂલાગ નીંધુનો. તોભી કાળો કામળો પાંગરીને, ઉલેં કુણી ઓળખે નાંય. '' તે આપડે નગારાએ બધે દરવાજે હુકામ ઓફી દે કા આમાં કુણીં નાંય રોકે '' રાજેં તે અધ્ધી રાતીહના બધે દરવાજે સિપાઈ ધામદ્દાયડા, ને આખવાડી દેંધાં કા જવાંય નગાર એરુલાલ નીંધે તાય ઉલેં કાણેભી અટકાવુનો નાંય.

પરધાનાઓ પોહો તે ડચાકનેલો અતો કા દરવાજે ઉભા રનેલા હાચાવવાવાળા જવાંયાહ મન્નેલો એરે તિયાર... ? પરધાનાએ પોહેં વડવાટનગરમાં મરુનાંજ અતાં.

અવેં પરધાનાએ પોહેં તે તાણો ઘોડો આગાળ રાયખો.પાસાળ કુંવારાઓ ઘોડો,તિયા પાર બહાડેલાં ડિલ ! હેલ પોતાયે પાહેં રાયખીને ઘોડા ખેંચેત ખેંચેત દરવાજા હીં ગો. હાચાવવાવાળીં તે દરવાજો ખોલી ઓયફો. કાળો કામળો પાંગરી રનેલા રાજકુમારાઈ કંયભી તપાહ નાંય કધી.

નગારાઓ દરવાજો વટાવીને પરધાનાએ પોહેં આઘેલીદૂધેલી નગરીઈ વાટ ધયરી. આઘેલી દૂધેલી નગરીએ બાર પરધાનાએ પોહેં રાજકુમારાંઆં મડડાં એક વડાએ ડાળે બાંયધાં, ને અસવાર વગારનો ઘોડો લેને નગારામાં પોંચનો. હાહુહ–હહરેંહ બો ગણકાયરો. રાજાઈ પોહી તે પરધાનાએ પોહા એરીને ખુશ વી ગોઈ. આયતેં અતેં તિયાર પન્નાયલેં, પસી કુલેખાણ વરહાં પસી પરધાનાઓ પોહો લેંવ આવનો, બેય ખાટલે બહી વાત કરે તાય.

કુર્વ્યે પૂયસાં '' તું ચિતામાં આહ અહાં માં કજે લાગે તાય ? તું એખલો આવનોહ તે દૂહરો ઘોડો કજે લાવવો પડનો ? ને તે ઘોડાઓ અસવાર જો વેતે તિયા કાં થવી આવનોહ ? '' પરધાનાઓ પોહો ચાલુ ડોહાડયે હરખો જવાબ નાંય ઓફી હકનો, રાજકુંવરીભી કાંય નાંય બોલ્ની.

અધ્ધી રાતીહની મેલાએ પાસાળ એક કોલી આવીને ભૂકું મન્ની, પસી હાંભેં એક ઝાડા પાર દુડોભી આડું મન્નો. કોલા ઘણી ઘણી વારેં ભૂકે ને દૂડો તે એકધારો આડે. રાજકુમારી તે ચાલુ ને વિદ્યાઇ જાણકાર અતી, ઉલેં ઇયે તે કોલીને દુડો કા આકે તીં જાણી લેધાં. કુંવર્યેતે અધ્ધી રાતીહનો પરધાનાએ પોહા ઉઠાયડોને આયખાં, '' આપડે મેલાએ પાસાળ રોજ નાંય પુણ આજ કોલી બોલી રની આયે. આજ હુધી હામેએ ઝાડા પાર દુડો એરેલો નાંય, તો બી બોલી રનો આયે, ઉલેં કોલીને દુડાએ

વાત પારથી માં હમાજ પડી ગોઈ આયે કા તુંવા આરીં માણુંહ હોજાં, ને તાણી એંધાણ્યેમાં તું ધોડો લાવનેલોહ આયેહ. જી વાત વેતી આખી દે, માણે પાહે ઉપાય હોજો.'' પરધાનાઓ પોહો ધાભરાયનો, ધાભરાટમાં ઘામ નીંધી ગો. ને હાચી વાત આખવી પડની.

પરધાનાએ પોહેં આયખા '' ઓ ધોડો તે રાજકુંવારાઓ ! આમું બેય જણા આરીંજ નીંઘનેલા. પેલાં વડવાટનગરી ગુવા. તાંની કુવર્યે આરીં કુંવાર પન્નાયલો. પેલી રાતીહનાં આમું ખાયને હૂઈ ગુવા ઉલેં પસી કુંવરી આમણે પાહેંથી જાય રની. મેં તીયે મેલમાં રઈ થતો તે બાવાએ ખોલ્યેમાં જાત એરેલી. પસી મેં હુઈ ગોયલો. પસી રાતીહનાં જાગનો તિયાર એયરાં તે કુંવરાએં ડિલને ડોય છૂટેં. મેં તે હમજીજ ગો કા બાવાઆરી લટવાયલી કુંવરીઆંજ કામ ! પુણ તાં વાત કુણા કરવી ? ભેરવે તે માંજ ! ઉલેં રાજા આરી નગારમાં ફીરુની બનાવટ કરી કુંવારાઆં ડીલ-ડોકાં લેને નીંધીં આવનો. ડિલ ને ડોકા આં લાવીને કા કરેં ? અહાં કરીને મેં ડિલ ને ડોય વડાએ એક ડાળયે પાર બાંધી આવનો. ને માણે નગારનો રાજાભી માં જીવતો નાંય છોડી ઉલેં માં બો ચિંતા વે તાય ''

કુંવરી આખે '' બસ, ઉલીજ વાત કા ? વેગ જે ને કુંવારાઆં ડિલને ડોય લે આવ. '' પરધાનાઓ પોહો તે વડાહીં આવનો. કુંવારાઆં મડદાં ઉતાયરાં ને ઘોડા પાર બાંધી લે આવનો.

તે કુંવર્યે પાહે અમ્મારકૂપો અતો, તો લે આવની. પરધાનાએ પોહેં ડિલને ડોય હરકેં ગોઠવી દેંધેં, કુંવર્યે તે અમ્મારકૂપા માંથાં પાણી સાંયટાં ને કુંવર આળાહ મોડીને ઉભો વીનો. પરધાનાએ પોહેં કુંવારા બધીજ વાત આખી દેંધી.

પસીં પરધાનાએ પોહેં રાજાને રાણ્યે પાહેં રજા માંયગી. રાજા રાણ્યે તે હાથી, ઘોડાને નોકોર ભેટ ઓયફેં, ને હિમાડા હુધી વળાવુલાગ ગુવેં, તીની જણેં આગાળ ચાલનેં. વાટેમાંજ વડવાટનગરી આવે તાય. ઉલે રાજકુંવાર આખે, કા ચાલા પાસેં વાડવાટનગરી ! માણે ડોહાડયે ખબાર તે પડે કા મેં આજું જીવતો આયેં.

તીનીં જણેં વડવાટનગ્યેંમાં આવી પુગનેં, તાં કુવર્યે ખબાર પડની કા માટીડો પાછો આવનો. ઇતે ચિંતામાં પડની કા અવેં જવાબ કા ઓફવો ?

બિચારેં રાજાને રાણીતે કુલાખાણ દિહથેં જવાંયાહ હોધે થતેં, પુણ કાંય ખબાર નાંય પડનેલી. પુણ આજ જવાંય આવે તાય અહાં જાણીને બો ખુશ વીનેં. ઈયાં બેય જણાં એકીજ ચિતાં અતી કા વેવાયાહ જવાબ કા ઓફવો ? રાજા-

રાણીએ જીવામાં જીવ આવનો.

કુવર્યે તે બધ્ધી ખબાર, પુણ કજે બોલે ? ઈતે મીહ ખાયગોયલી. રાજા – રાણ્યે તે તીનીં જણાં બો ગણકાયરેં, તીની જરાકવાર બઠેં નાંય બઠેં ને ઉભેં વી ગુવેં ને જાવની રજા માંયગી.

રાજા રાણી વિચારમાં પન્ને '' આપડો જવાંય તે એક રાત રઈને ગો તો ગો, આજ આવનો, ને ઈમીંજ જાવલાગ તિયાર વે, અહાં કજે ? ''

રાજા આખે '' જાની તે, પુણ તુમીં તે માણા પાવણાહ. આવનાહ ને તરાતીજ ઉઠી જા તે માં રોજાં આવે, માઠેં ઇમીંજ કજે જાવનાહ તીં આખા, ઉલેં પરધાનાએ પોહેં તે અણ્યેથાં પણ્યે કા વીનેલાં તી આખી દેખાયડાં. ''

રાજા ખિજવાયગો ને સિપાઈયાં હુકામ કધો '' જા તે ઈમીંજ પેલા બાવાને કુંવર્યે ધરી લાવા '' સિપાઈ તે બેયાં આઝાર કધેં, બેય જણેં ફજેત ! ડોય નીચે. રાજેં બાવા આયખાં '' બાવો જાણીને ઘરમાં રાયખો ને માણી કુવર્યેહ પારી જ નજાર બગાયડીહ, તીપુણ માણી પન્નાવેલી પોહી ! અવેં તુણીતે મેં હેંફલી ફૂટી લાખીં. ''

ને બાઈ તુંવેં ? તુંવે તે માણો વિશ્વાસ ભચેડી લાયકોહ.. પસી રાજેં તે કાંય સજા નાંય આયખી. બેય જણાં ગધેડે બહાયડેં ને દરબાર વચ્ચેથેં નગારાઆ લોકાંયે હાંભેથી કાઢી મૂયકેં.

પસી રાજેં તે પરધાનાએ પોહાઈ ને કુંવારાઈ માફી માંયગી ને દુહર્યે આયતે પોહીએ આરીં પન્નાવુની વાત કધી.

કુંવારે પરધાનાઆ પોહા ધણ એયરાં, ઉલેં પરધાનાઓ પોહો આખે, '' મારાજ, પેલાં આમું કુંવર્યે મીળી લેંવ. પસી જો તુણી કુંવરી માની જાય તે કુંવારા વેવાએ હારૂં હમજાવું. ''

રાજાતે તરાતીજ માની ગો. તીનીં જણેં આયતે કુંવર્યે મીળનેં, કુવર્યે હરખી ઓળખી લેધી. કુંવરી તે રાજી જ અતી, કાંય વાંધો કાયઢો નાંય. ઉલેં તરાતીજ વેવાવી ગુવા, ને રાજા–રાણીએ કુંવર્યે વાજતે ગાજતે વિદાય ઓયફી.

ચારી જણેં રથામાં બહી પોતાએ નગારા ધણ જાય થતેં, તાં વાટે માં એક ઝાડાએ નીચે ભૂખાયલેં તીહાયલેં બે જણેં બઠેલેં અતેં. એક બાવો એક ડોહાડયે હોર પાડીને કાંય હમજાવે થતો, ને પેલી ડોહાડીઆં ધીયાન રથા ધણ અતાં. તીણે મનમાં વિચાર ચાલે થતો કા માણો તે તો રથઅતો. પુણ ભુલ કધી ઉલેં, ભૂખાયલાં તીહાયલાં રય, બાવટા આરીં નાતરાં કરવાં પડનાં.

# ખોડ



**ગુજરાતી કથાસાર**

શિકારનો એક શોખીન રાજા પ્રધાન સાથે શિકાર કરવા જાય છે. એક દિવસ શિકાર ના મળતાં બંને જણા ઊંડા જંગલમાં ઉતરી જાય છે. અને અંધારું થતાં રાત્રિ રોકાણ જંગલમાં કરવું પડે છે. મધ્યરાત્રિએ રાજા તરસ્યો થાય છે. પ્રધાન પાણીની શોધમાં નીકળે છે. પક્ષીઓની ભાષા સમજતો પ્રધાન પક્ષીઓની વાતચીત પરથી વાવની દિશા નક્કી કરી વાવ પાસે પહોંચે છે. ત્યાં એક નાગકન્યાનો ભેટો થાય છે. પ્રધાન નાગકન્યાને બહેન માને છે. અને પોતાના રાજા સાથે લગ્ન કરવા નાગકન્યાને સમજાવે છે. નાગકન્યા કેટલીક શરતો મુકી રાજા સાથે લગ્ન કરે છે. એક શરત એવી હતી કે એનો પિતા મણિધરનાગ વાવ બહાર જો રાજા રહેશે તો ડંશ દેશે, માટે વાવ માંજ રહેવું. લગ્ન પછી ભત્રીજાને રાજ આપી રાજા અને પ્રધાન વાવમાં રહેવા લાગે છે.

ત્યાં બીજા એક રાજાના પ્રધાનની નજર નાગકન્યા પર પડે છે. આ પ્રધાન પણ નાગકન્યાને પોતાના રાજા સાથે લગ્ન કરવાની વાત નાગકન્યાને કરે છે. નાગકન્યાને પતિ અને પ્રધાનની શક્તિ પર વિશ્વાસ છે. એટલે પેલા પ્રધાન સાથે એવી મજાક કરે છે કે હરણ કરીને લઈ જાઓ. પછી વાવમાં કૂદી પડે છે. પ્રધાન એક ડોશી મારફત નાગકન્યાનું હરણ કરાવે છે. પણ એનો ભાઈ બનેલો



ચતુર પ્રધાન એને પાછી શોધી કાઢે છે અને વાવમા રહેવા લાગે છે. એક દિવસ ચકલો ચકલી વાત કરે છે. અમાસની રાત્રે વાવ પૂરાઈ જવાની છે. અને આ વાત જે કોઈ બીજાને કહેશે તે પથ્થર બની જશે. એટલે બીજા દિવસે પ્રધાન રાજા અને નાગકન્યાને વાવ બહાર લઈ આવે છે. અને તેરાત્રે વાવ પૂરાઈ જાય છે. તે રાત્રે ચકલો ચકલી રાજાને નાગ કરડશે એવી વાત કરે છે. એટલે પ્રધાન રાજાને નગરમાં લઈ જાય છે. રાજાને શંચન ખંડમાં નાગ ડંશ દેશે એ બીકે પ્રધાન રાજાનું રક્ષણ કરવા રાજાના શંચનખંડમાં છૂપાઈ રહે છે. અને ખરેખર અડધી રાતે નાગ આવે છે. તેને પ્રધાન મારી નાખે છે. પ્રધાનના હાથમાંથી તલવાર છૂટી જાય છે તેનો અવાજ સાંભળી રાજા જાગી જાય છે. અને રાજાને પ્રધાન પર શંકા જાગે છે કે મારી રાણી પર પ્રધાન મોહાયો છે અને પ્રધાનને સજા કરવાની વાત આવે છે ત્યારે દરબારમાં પ્રધાન સાચી વાત કહીદે છે અને સાથે સાથે એ પણ કહે છે કે મારા રાજારાણીનું કુંવર જો ટચલી આંગળી મારા પર વધેરશે તો હું સજીવન થઈશ અને પછી પ્રધાન પથ્થર બની જાય છે. વર્ષો વીતી જાય છે અને રાણી પુત્રને જન્મ આપે છે. કુંવર ડગ માંડતો થયો એતો કાયમ પથ્થર પાસેજ રમે. અને એક દિવસ મા ને પૂછ્યું મા આ પથ્થર કોણ ? રાણીએ જવાબ આપ્યો કે આ તારો મામો ! પછી રાણીએ રડતાં રડતાં બધી વાત કહી દીધી અને નાનો પણ શૂરવીર રાજકુમાર પોતાની ટચલી આંગળી પથ્થર પાસે વધેરે છે. અને પ્રધાન આળસ મરડી બેઠો થાય છે. અને લાડકા ભાણેજ ને ભેટી પડે છે.

એક રાજા ખોડુનો બો શોખ. એકદીહ ખોડુલાગ જાવનાં મન વીનાં. રાજેં તે તરાતીજ પરધાના હાયદ્દો. આઝાર વીવનો હુકામ. ઉલેં પરધાન આઝાર.

ઓ પરધાન રાજાઓ માનીતો અતો, રાજાઓ પડછાયો જહો બો...ચગરો ! ને ઓશિયારભી બો. ઓતે કાયામ રાજા આરીંજ રઈ. રાજા ખોડુલાગ નીંઘે કા નગારામાં ફીરુલાગ નીંઘે કાયામ આરીંને આરીં.

રાજાને પરધાન એકદુહરા બો માને. એકદુહરા આરીં બો હાજાં બોલે.

જી..... મારાજ, જી.... પરધાનજી...... અહી ભાષા.

એક દિહ પરધાના રાજા આખે. '' પરધાનજી, ચાલ આજ ખોડ કાઢું '' પરધાન આખે '' હાજાં, કહીક વ્યવસ્થા કરેં ? '' '' કાંય વ્યવસ્થા નાંય કરુની. બસ આપડે બેજ જણા ખોડુલાગ જાઉં, ઘોડા તીયાર રાખ, '' રાજે આયખાં. ને જરાકવારમાં તે બેય જણા રાનાઘણ નીંઘી પડના, એકભી જનાવાર દેખાત નાંય પડનાં, ધુંધરા ભી પડી ગુવાં. રાજા આખે, '' પરધાનજી જનાવર જડે અહાં નાંય લાગે, ચાલ આઝું આગાળ જાઉં. '' પરધાને આયખાં '' મારાજ, પાસા વળું તુલામાં તે ઓંધારા પડી જાય, માઠેં આથાજ પાછા વળું તે...... ? ''

પુણ રાજા નાંય માન્નો ને શિકાર હોધુલાગ ઓંઢે રાનામાં ઉતરી ગુવા. અવેં તે ઓંધારાં પડી ગુવાં. દિહાહનાં હુનાં લાગે તહાં રાન ! જનાવરાંએ કકાહથી જીવતાં વી ગુવાં. અહે ઓંધારામાં રાનામાંથી આગાળ-પાસાળ બેયઘણ જોખામ ! રાજા આખે '' પરધાનજી...! આપડે તે મુસીબતમાં પડી ગુવા રા ! '' પરધાન આખે '' મારાજ મેં તુવાં આરીંજ આયેં, પુણ અવેં ઓંધારામાં વાટ જડીનાંય, નીધું જાઉં તે જનાવારાંઈ બીક, ઉલેં આજ રઈ પડું તે ? ''

રાજા હમજી ગો ઉલેં પરધાને હૂંખેં દારવેં ભેંગે કધેં ને આગ્ઠી પેટવી, અવેં તે ભૂકભી બરાબર ની લાગની. ઈંયીં તે રાનામાં આગાળ ચાલ્યા જ કધેલાં ને પાણી ભરુનાં વિહરાય ગોયલા. બેય જણાં બરાબર તીહાયના.

અધ્ધી રાત વીની ! રાજાતે નીંન નાંય આવે. તીહીજ ઉલી લાગનેલી કા રાજાઆં ગળાં હુંખાય ગુવાં. રાજા આખે '' પરધાનજી જહાંતહાં કરીને અધ્ધી રાત ખેંયચી, પુણ અવેં તે તીહ નાંય ખમાય, મે મરી જાંય ''

પરધાન બોલનો '' મારાજ, અહાં કહુતરાં રખે બોલ, તુણે હારું તે મેં પાતાળમાંથીભી પાણી ખેચીં લાવેં. માં પાણી હોધુલાગ જાંવ દે. ''

તીહાયલા રાજેં તે નાંય છૂટકે પાણી હોધુની રજા ઓયફી, ને પરધાન તે

કહલાં લેને નીંઘનો.

ડમરેંને ઝાડી, ઝેરી જનવારેં ને પાછાં ઓંધારાં ! તયભી પરધાન પોતાઈ જાત બચાવેત બચાવેત આગાળ ચાલનો ને એક ડોગરાએ સીમટયે પોંચી ગો.

ડોગરાપાર તે બો બીવાય અહં પુણ અવેં પાણ્યાઆં કા ? પરધાન તે જનાવારાંઈ ને ચીડાંઈ ભાષા જાણે થતો. પરધાન એક દગડાપાર બઠો ને જનાવારેં ને ચીડાંઈ વાત આયકું મન્નો.

અધ્ઘીરાતીહનાં ઉગામણે ચીંડેં આયકાયનેં, ને તાણી વાત પારથી હમજી ગો કા ઉગમણે પાણી હોજાં. ઉલેં ચીડે વાત કરે થતેં તોયે ગો.

તાં ગો તે તાં એક વાવ એયરી, ને આરીં એક બલા એયરી. અપ્સરા જહી ડોહાડી વાવડીએ હેઠે આયે. ઇણે ડિલાપાર ઇરા–મોત્યાઓ હિણગાર તે અધ્ઘીરાતીહનો પેટયા જહો કરે ! પુણ માણહાઓ ચાલુનો કકાહ આયકીને વાવીમાં કૂદી પડની.

જરાકવારમાં કા વી ગુવાંતી પરધાના હમાજીજ નાયં પડની. પેલી ડોહાડી તે વાવેએ પાણ્યામાં .....? મરી ગોય વી કા ? અહા પરધાનાતે બો વિચાર આવું મન્નો.

પરધાના તે એ ડોહાડીએ હારું જાણું બો કરાયનાં.

પરધાન તે મનમાં આખે '' ભૂતપલિત વે તે મેં નાંય બીયેં, ઈજો દેવી વી તે એ વાવીઆં – પાણી બાટવેં તીયાર તે બાર આવી, પરધાને એક જુકિત કધી, એણે તે એક હુતેલાં ચીડાં ધયરાં. બીનેલાં ચીડાં તે આડું મન્ના. આખાં રાન ગાજવી લાયખાં. ચીડા રડેત આયકાં ઉલેં વાવેમાં પડનેલી ડોહાડીઆં મન નાંય માન્નાં. ''

પરધાને તે છૂરી કાયઢી ને આયખાં, '' જીંભી એ વાવેમાં વે તીં બાર આવે, નાંય તે પસી એ ચીડા વાઢીને વાવીમાં લાખીં, ને વાવ બાટવી લાખીં ''

પેલી ડોહાડીતે વાવેમાંથી તરાતીજ બાર આવનીને બોલ્ની, '' આઝે...રા..! પરધાન, હુતેલા ચીડા મારી લાખુનાં પાપ આઝે કર, માણે ધરા રખે બગાડ, જીં જોઈએ તીં માંગી લે, પુણ ચીડા જાંવદે''

પરધાન આખે '' માણો રાજા તીહાયલો આયે ઉલેં પાણી જોયે.'' દેવી જહી ડોહાડયે પરધાનાએ પાહેથાં કહલાં માંયગાં ને વાવડયેમાં ઉતારની, થોડીકવારમાં તે કહલા માં પાણી લેને આવી ગોઈ. પરધાના કહલાં ઓયફાં ને જાંવ મન્ની. પુણ પરધાનેં આત ચપટી ધયરો ને બોલનો '' ઓ બાય ! તું આજથી માણી બણીહ ને મેં

તુણો ભાહ. બાઈ તું કુણ આહ ? તુવાં આં કજે રવાં પડે ? તીં તે ભાવાહ આખતી જે. ''

'' મેં તે એક નાગાઈ પોહી આયેં, '' પેલ્યે ડોહાડયે આયખાં. પરધાન આખે, '' ઉલી રૂપાળી ને હાજી માણી બણીહ ! તયભી તુવાં આ રવાં પડે. આં કાં હુધી રઈ ? જો તું તીયાર વેહ તે માણે રાજા આરી પન્નાવે. ''

નાગાઈ પોહી આખે '' દ્દાદ્દા, માં આં એખલાં એખલાં નાંય ગમે, ઉલેં વેળણાંહ વાવેમાંથી નીઘેં ને ચીડાંઓ હંગાથહોઘેં. મે તુણેં રાજા આરી પન્નાંય પુણ



એક વચાન દેહ તો. ''

પરધાન બોલ્નો, '' વચાન પૂરાં વી, પુણ કેણાં વચાન તીં આખ. '' નાગાયે પોહયે આયખાં, '' માણો બાહ બો મોટો મણિધર નાગ આયે, તો તે એક મોટે ડોગરા જહા દગડાએ ભઠૂળામાં રય. ને માં એ વાવીમાં એક મેલ આયે તેમાં પૂરી દેંધેલી. આખ્ખોકોદિહ આણી નજાર માં પાર રય. ને ભૂલમાં ભી જો બાર નીંઘે તે ફૂંફાઈને માં બો બીવાઢે, ઉલેં મેં તરાતીજ વાવીમાં પેહી જાંય. ને એગ્ધી માંપાર નજાર બગાડે તે માણો બાહ તીયા મારી લાખે. ઉલેં રાતીહનો માણો બાહ હુવે થુવે તીયાર બાર નીંઘે, માઠેં તુણે રાજેં માણે બાહ મારી લાખુનાં વચાન દેવાં પડે. ને માણો બાહ કાંય અહોજ નાંય મરે, જો ભી માણુંહ તાણો ભત્રેજોહ આં લાવીને ચઢાવી તીયાર બો મોટો ધડાકો વી, ને દગડાવાળો ડોગરો ફૂટી, ને માણો બાહ ભઠૂળામાં ભચેડાઈ ને મરી, પસી માણે બાનોહ મણિ, જો માણુંહ માં લાવી દેઈ તીયા આરીં મેં પન્નાંય, ને કુણીભી માણો બાહ જીવતો વે ને માં આરી પન્નાય તે તો માણુંહ મરી જાઈ. ''

પરધાનેં તે નાગાએ પોહીએ વચાન ઓફી દેંધાં કા માણો રાજા તુણી શરાત પૂરી કરી. પસી પરધાનેં નાગાએ પોહીએ પાહેથી એંધાણી માંયગી. નાગાએ પોહીએ એધાણ્યેમાં એક વાણાય ઓયફી, ને પરધાના આયખાં કા તુણો રાજા પાણી પીએ પછી વાણાઈ દેખાડીહ.

પરધાને તે પાઘડયેમાં વાણાય દબાયડી ને પાણી ભરેલાં કહલાં લેધાં ને રાજાએ પાહે પોંચી ગો.

ને બોંમ પાયડી, '' મારાજ, લે, પાણી પી.'' રાજેં તે કાંય જવાબ નાંય ઓયફો. પરધાન ઘાભરાયનો, અવેં કા કરવાં ? પરધાન રાજાએ પાહે બઠોને પાણી પાયજાં, રાજા ભાનમાં આવનો ને બોલ્નો, '' પરધાનજી ! અવેં માં હાજાં લાગે તાય. કાં અતોહ ? કુલીકવાર લાગની ? '' પરધાને જવાબ ઓયફો, '' મારાજ...! આજની રાતતે બો હાજી રાત... ! પસી પરધાનેં

દબાડેલી વાણાય કાયઢી ને રાજા દેખાયડી. ''

રાજા તે વાણાયી ગીજગાટ એરીને અબખાય ગો, આગઠયે કરત્તાં પુણ વાણાય વધારે ગીજગે. '' ઈ વાણાઈજ જો ઉલી ગીજગે તે ઈયે પોવવાવાળી કહીક વી ? '' રાજેં પરધાના આયખાં '' પરધાનજી, માણે એ વાણાયવાળયે મીળવાં આયે. પરધાનજી તું એક વાણાય લે આવનોહ ઉલેં તી ઝાંખી પડી ગોયવી. ચાલ પરધાનજી માણે આથેંજ વાણાય પોવાડેં, તીયે માણી રાણી બનાવેં, બિચારી

રાનામાં એખલીજ અટવાય થૂઈ, રાજાતે ઘણાં બોલી ગો. ''

પરધાનેં રાજા હમજાયવો ને આયખાં '' મારાજ, તી એક નાગાઈ પોહી આયે, વાવીમાં રઈ તાઈ, તી તુંવા આરી પન્નાવલાગ તીયાર આયે, પુણ તીણી એક શરાત અહી આયે કા ભત્રીજો ચઢાવે તો વેવા વે, કજેકા ભત્રીજો અઢાવી તીયાર ડોગરો તૂટી, ને તેમાં ઈણો બાહ રઈ તાય તો મરી, ને નાગ મરી તે નાગમણિ જડી. તું, તો નાગમણિ નાગાએ પોહયે ઓફીહ તીયાર વેવા વી.'' રાજાને પરધાન નગારામાં પોચી ગુવા, રાજાએ મનમાં તે એકીજ વાત ચાલે. '' નાગાઈ પોહી મેળવુલાગ ભત્રીજો ચઢાવુનો ''

પુણ આણે હારું કા કરવાં ? તે ભત્રીજાહ હમજાવું પટાવુંનાં કામ રાજેં પરધાના ઓયફાં.

પરધાને ભત્રીજાહ મેલમાં હાયદો ને રાજા આરીં શિકાર કરુલાગ જાવનાં નોતરાણ ઓયફાં.

ભત્રીજોહ તે ખુશ વી ગો, કજે કા આજ તે રાજા ને પરધાના આરી શિકાર કરુલાગ જાવનાં અતાં.

પસી તીનીં જણા નીંધના. આજ તે ભત્રીજાહીજ ખોડ કાઢુની અતી, ઉલેં રાનાયે વાટે જનાવારેં દેખાયનેં પુણ શિકાર નાંય કધો, ને થોડીવારમાં તે વાવી હીં આવી ગુવા. પરધાને ભત્રેજાહ આયખાં, ''આમું તુવાં શિકાર કરુંલાગ નાંય લાવના, પુણ તુણો બલિ ચઢાવુલાગ લાવના. ઉલેં તું હમઝેહ તે હાજાં ને તે જબરાણ કરીને માલ્લાખું''

ભત્રેજોહ આખે '' તુંમી માં ઠગીને લે આવનાહ. તુમણી ગત હામે મેં કા કરેં ? તુમાં જહાં લાગે તહાં કરા.''

પરધાને ભત્રેજાએ ડોળે પાટા બાંયધા પસી, રાજેં તે તલવાર કાયઢી ને ભત્રીજાયાંહ ડોકાં – વાઢુલાગ ઉગાયરી.

તુલામાં તે નાગાઈ પોહી આવી ગોઈને આખે. '' એ રાજા, ઉભો ર...ઉભો ર... મેં તે તુમણી પરીક્ષા કરુલાગ ભત્રીજાહ વાઢુની વાત કધેલી. તુમીં જીતનાહ, ભત્રીજાહ મારા રખે. આણી ડુગ્લી આંગઠીઆં ટોચકાં કાપે ઉલેં ચાલી ''

ને રાજેં તે તરાતીજ ભત્રીજાહાં આંગઠીઆં ટોચકાં વાયઢાં. આંગઠી વાઢાયની ઉલેં તે હાંભે દગડાઓ ડોગરો ફૂટનો, ને મણિધર નાગ તે લંયાસાંટ વીને રાજેએ પાહે આવી પડનો. મરતાં મરતાં મણિધર નાગ બોલનો કા રાજા તુંવે માણે

પોહયે આરીં પન્નાવલાગ માણો જીવ લેધોહ, તુમણા વેવા તે બો હાજી રીતે વી, પુણ વેળનાહ મેલમાં હુઈઝાહ તિયાર મેં તુણો જીવ લેંય, અહાં આખી નાગ મરી ગો.

રાજા તે બીગો, ડચાકનેલા રાજા નાગાએ પોહયે હમજાયવો, '' માણો બાહ જીવતો કા મન્નેલો એ વાવેમાં નાંય આવે, અહો ઇયા શાપ આયે, ઉલેં આપડે વાવેમાં રંઉ. ''

રાજાને પરધાન વિચાર કરે તાય કા આપડે જો રંઉ તે આપડાં રાજપાટનાં કા ? તાં બધાં અડળાય જાઈ.

પરધાને ઉપાય હોયધો ને બોલ્નો, ''મારાજ, તુણે હારૂ મનથી કા વગાર મને ભત્રીજોહ મરુ લાગ તિયાર વીનો ને આપડે સેલ્લે તે આણી ડુગ્લી આંગઠી કાયપીજ. ઉલેં ભત્રીજાહીજ રાજા રાજા બનાવું તે કહાંક લાગે ? ''

રાજા તે પરધાનાઈ અકકેલ એરીને ખુશ વીગો ને તરાતીજ હા પાડી દેધી.

રાજેં તે તાડાએ પાનાપાર લખાણ કધાં, ''માણે ભત્રીજાહ રાજા બનાવા.''

ભત્રીજોહ બો ખુશ વીનો, કાર્કેહ આખાં રાજપાટ લખી ઓયફાં આયે, ભત્રીજોહ તે રાજાને પરધાનાએ પાયેં પડનો ને નગારામાં પોંચનો, બધે પરધાનાં હાદ્દી રાજા બનુની વાત કધી ને રાજા વીગો.

રાજા, નાગાઈ પોહી ને પરધાન તીનીજણેં વાવેમાં ઉતાન્નેં. વાવેમાં એક ખૂબ હાજો મેલ – અતો, તેમાં રાજા–રાણીને પરધાન રંઉ મન્ને, બો હાજા દિહ ને મયના વઈ ગુવા.

એક વખાત એજ રાનામાં દુહરો એગ્ધીં રાજા શિકાર કરુલાગ આવનો, તીયા આરીંભી – પરધાન અતો. તોપુણ રાજાએ હારૂ પાણી હોધેત હોધેત વાવેહીં રાતીહનો આવનો. તીયેંભી નાગાઈ પોહી એયરી, પુણ ઉલામાં તે વાવેમાં કૂદી પડની. વાવ બાટવુ લાગ તેણેભી એક ચીડાં ધયરાં, ચીડાં તે બો ટવળું મન્નાં, ચીડાઆં રડાં નાગાએ પોહીએ આયકાં ને વાવેમાંથી બાર નીંધીને એરે તે પરધાન છૂરી કાઢીને ચીડા કાપુલાગ તીયાર આયે.

નાગાઈ પોહી બોલની '' એ પરધાન, ઈ વાવ બાટવી રખે લાખ, મેં એક મણિધર નાગા ઈ પોહી આયેં. તુવાં કા જોઈએ ? માંગ. '' ''રાજાએ હારૂ પાણી ને તું '' પરધાને માંયગાં.

નાગાઈ પોહી આખે, '' પેલા રાજાએ હારૂ પાણી લેજે, પછી મેં તુણે રાજાઆરીં પન્નાય, પુણ માણી શરાત ઉલીજ કા વાવેમાંથી માં લેપળુની''

નાગાએ પોહયે તે પોતાયો માટીડો ને ભાહ જહા પરધાનાપાર વિશ્વાસ અતો કા એ બેયાંય ગત ને હમાજ હામે દુહરી કાણીભી ગતને હમાજ કામનાંય આવે. ઈયે તે રમતાય કરુલાગ શરાત મૂયકી.

પરધાન પાણી લેને ગો. રાજા પાણી ઓયફાં ને સ્વર્ગમાંથી અપ્સરાએ પુણ રૂપને ગુણમાં હરમાવે અહી નાગાયે પોહીઈ વાત કધી.

રાજા તે તરાતીજ બઠો વી ગો, પરધાના લેને વાવેહી પોંચી ગો, પુણ કાંય દેખાયનાં નાંય. પરધાના તે વાવ બાટવી લાખુનો વિચાર આવનો પુણ જો બાટવું ગો ને નાગાઈ પોહી નાંય નીંધે તે રાજા જીવતો નાંય છોડે, અહાં કરીને મનાઈ વાત મનમાંજ રાયખી.

પછી રાજાને પરધાન નગારામાં ગુવા. રાજેં તે રાજમાનાં હાજા તરવાવાળા હોધી કાયડા. – પાણ્યામાં આજ બૂડે તે કાલ નીંધે અહા ખતરા તરવાવાળા દવડા ! તરવાવાળાતે વાવેમાં પડના, દુહરે દીહ નીંધના, આત તે ખાલીજ, કાંય આત નાંય આવનાં, દબેત દબેત ઘર ગુવા.

રાજેં તે નાગાઈ પોહી લાવી ઓફે તાણેહારું બધે આખવાયડાં. પૈહાયા આભળા મંત્ર–તંત્રને જાદુવાળા ને હત્તાર–જાતના જાણવાવાળીં નાગાઈ પોહી હોધી ઓફુલાગ ફાફેં માયરેં, પુણ કુણાભી નાગાઈ પોહીઆં એંધાણ નાંય જડનાં, બાકી તે જાત જાતના કરી એયરાં, નાગાઈ પોહી આત નાંય આવની, ઉલેં ઈનામને નાગાએ પોહીએ આઘેથીજ સલામ કરીને હોહોને ઘર ગુવા.

એ રાજાએ નગારામાં એક ડોહી રઈ થતી, બો ભૂંડી ! ભલભલાં ચઢવે ભી ખરી ને બડવાડેભી ખરી ને ઉધળાં ચાટતા કરીને રડવેભી ખરી. હમજાવાટ કરુનીવે તાંભી ઈણી અકકેલ ઘોડીએ જહી ધામધે.

ડોહીતે રાજાએ દરબારમાં આવની ને નાગાએ પોહીએ લાવી ઓફુની સરાત ઈયે માથે લેધી. ને નાગાએ પોહીએ લાવુલાગ બે હાથી ને બે સિપાઈ માંયગા, રાજાતે રોજનોહ હવારમાં ઉઠીને નાગાએ પોહીઆં રટાણ કરેને પરધાનાઓ ડોકો ખાય થતો, ઉલેં પરધાનેં તે તરાતીજ ગોઠવાણ કરી ઓયફી. ડોહી તે બે હાથી ને બે સિપાઈ લેને રાનાધણ ગોઈ. વાવેહીથાં જરાક આઘે હાથ્યાં રોકી દેંવ આયખા, ને સિપાઈયાં આયખાં કા મેં નાંય આવે તાં હુધી તુમણો પડાવ આંજ, જરાભી અહાતહા રખે વીયા, માણી રજા વગાર હાથ્યાપારથી અંબાડીભી નાંય ઉતારુની.

ડોહી વાવેહીં ગોઈ ને ખૂબ ઝોસતી રડું મન્ની. રડેત રડેત અહી આખે ''ઓ

મણિધર ! માણા દાદા ! મેં તુણી બણીહ, બો આઘેથી મીળુલાગ આવની પુણ તુણાં ઘરતે તૂટી ગોયલાં, તું ભલ્લે એ ભૂયેં પાર નાંય વેહ પુણ તુણે પોહયે કાણે ભરહે થવી ગોહ ? તું ભલ્લે નાંય મેળેહ, કાંયનાંય, પુણ એકવાર મેં પોહયે એરી લેં તે હાજાં વે, જો માં માણી પોહી નાંય મીળે તે એયાં વાવેહીજં ડોય આફળીને મરી જાયં, પુણ પાછી જાવની તે નાઈજ. ''

નાગાએ પોહીએ તે મેલામાં બઠાં બઠાં ડોહીએ રડેત આયકી, આરીં ડોહી જીં બોલે થતી તીંભી આયકાં.

નાગાઈ પોહી તે બો રાજી વી ગોઈ. માણેભી પિયાર હોજાં, માણીભી ચિંતા કરવાવાળાં હોજાં, ઇતે ફૂયેહ મીળુલાગ મેલમાંથી નીંઘની ને વાવેએ બાર આવી રની. ડોહીતે નાગાએ પોહીએ એરીને ઝોસથી ફેહલાત આખે, '' બાઈ તુવાં મેં કુલીક હોયઘી પુણ નાંય જડનીહ, ને ઈમીં મીળનીહ તે રાનામાં. ! ''

નાગાએ પોહીએ ડોહયે આગાળ વેવાવાળી વાત નાંય કઘી, ઇયે તે ડોહીઓ આત ચપટી ઘયરો ને વાવેમાં રઈને મેલમાં લે ગોઈ, રાજાને પરઘાના ખબાર નાંય પડવી જોઈએ અહાં કરીને નાગાએ પોહીએ તે ડોહયે મેલામાં આઘે એક ખોલ્ડયેમાં રાયખી. હાજાં હાજાં ખાવાયડાં ને પીવાયડાં ને ઘુંઘરા પન્ના ઉલે રચ પડું આયખાં.

ડોહી આખે, '' નાંય, બાય મેં તે જાવની જ. '' ડોહી તે જરા માને નાંય, ઘર જાવલાગ અડી કરીને ઊભેલી ઉલેં નાગાએ પોહયે જાંવ દેઘી.

તીયાર ડોહી આખે, '' અવેં તે મેં તુણાં ઘર એયરાં આયેં, તુવાં મીળુલાગ આવ્યા કરીં. '' ડોહી મેલામાંથી નીંઘની ને નાગાએ પોહયે આખે. '' માં તે વાવેમાંથાં બાર જાવલાગ વાટ નાંય જડી ઉલેં તું માં વાવેમાંથી બાર થઈ આવ. ''

નાગાઈ પોહી ડોહયે આરીં ગોઈ ને જરાકવારમાં તે વાવેમાંથ્યા બાર નીંઘન્યા.

ડોહી આખે. '' બાઈ અવેં તું જે, અંઘારા બો આયે, માં તે હરખાં દેખાયભી નાંય તય વાટ હોધી કાઢીં. ''

નાગાએ પોહયે ડાહયે પાર દ્યા આવની ઉલેં આખે, '' ચાલ, ફૂઈ રાનામાં વાટ આવે તાં લગી તુવાં થવુલાગ આવેં. ''

નાગાઈ પોહી ડોહયે આરીં જાંવ મંડની ને જરાકવારમાં તે સિપાઈયીં પડાવ લાખેલો તાં આવી ગોઈ. ડોહયે ઈશારો કઘો ઉલામાં તે સિપાઈયીં નાગાએ પોહયે ઘયરી ને હાથ્યા પાર બહાડી ને હાથી ખોદોડી મૂયકા.

ડોહીઓ દગો નાગાઈ પોહી હમજી ગોઈ પુણ અવેં સિપાઈયાં યે આથામાંથા છટકાય અહાં નાંય અતાં. રાનામાં રડે તે કુણ આયકે ? ઉલેં જીં વે તાણે હામે લડુની તીયારી રાખી, ઇમ્માત રાખીને હાથ્યા પાર બહી રની. હવારમાં તે ડોહયે નાગાએ પોહયે રાજાએ પાહે લાવી થવી દેધી. રાજા તે બો ખુશ વીનો. ડોહયે એક મેલ ઓફી દેધો ને માંગે તીં ઈનામ ભી. ડોહી તે ઈનામ લેને પળણી.

રાજેં પરધાના આરીં પન્નાવની વાત નાગાએ પોહીએ પાંહેં પોંચાયડી, નાગાએ પોહીએ તે હા પાયડી પુણ અહાં આયખાં કા માણે હવા મયના હુધી પાળણી આયે, ઉલેં હવા મયના પસી રાજા આરીં પન્નાંય.

પરધાનેં તે તરાતીજ પાળણી ઇ બધી ગોઠવાણ કરી ઓયફી. સાધુ મારાજ તે રોજનાંહ નાગા એ પોહીએ આથનાં ખાવનાં જડું મન્નાં, ખાવાડુના એ કામમાં નાગાઈ પોહી ઈણાં દુઃખ વીહરાવલાગ મથે ને વાટ એરે કા એગ્ધે ને એગ્ધે દીહ માણો ભાહ જહો પરધાન છોડવુલાગ આવી.

વાવીએ મેલમાં બહનેલા રાજા ને પરધાન તે નાગાઈ પોહીઈ વાટ એરી એરીને ભંગ્ના. કેધે ગોયલી તાણી કાંય એંધાણી નાંય. તયભી ઉલાંક તે બેય હમજી જ ગુવા કા નાગાએ પોહયે એગ્ઘી લે પળણો આયે. હોરા...!

રાજા પરધાના પૂછે, '' અવેં આપડે કા કરું ? '' પરધાન આખે, '' મારાજ, જરાભી ચિંતા રખે કરેહ, નાગાઈ પોહીએ મેં તુવાં આરીં પન્નાયવી તહાં હોધી લાવુંનાં કામ ભી માણાંજ. મારાજ, તું તીણો માટીડો આયેહ, તે મેં તે તીણો ભાહ આયેં, માટેં મારાજ તું આંજ ર, મેં નાગાએ પોહયે ગમ્મેતાથી હોધી લાવીં. ''

રાજા વાવેમાંજ રાખીને પરધાન બાર નીંઘનો. બાર જાં વાટ પડે થતી તાં જાયને એરે તે હાથ્યાઆ પા ને ખૂબ ઘણાં છેણ. ઓતે હમજીજ ગો કા નાગાએ પોહયે પાર એગ્ધેં નજાર બગાડેલી આયે ને લે પળણો આયે. પરધાને તે ડીલે હારખાત ચોપડીને બાવો બની ગો. એક ગાંવથો દૂહરે ગાંવ ને એક નગાર થો દુહરે નગારામાં ફીરું મન્નો. પુણ નાગાઈ પોહી જડે નાંય.

અહાં ફીરેત ફીરેત એક નગારામાં પેહનો, લોકીં ખાવનાં ઓયફાં નાંય, પુણ રાજાએ મેલમાં સદાવ્રતમાં ખાવલાગ દવડો ઉલેં ઓતે રાજમેલા ઘણ ગો, ને એક મેલહીં જાયને ભીખ માંયગી. ઓ મેલ ડોહીએ રાજેં ભેટ ઓફેલો અતો. મેલમાંથી ડોહી બાર આવનીને બાવાઘણ એર્યા જ કધાં ને પછી આયખાં કા રાજાએતાં નવી રાણી ખાવાડે તાય, તાં જે ને ખાય લે.

બાવો બનનેલો પરધાન નવી રાણીએ મેલમાં પોંચનો ને ખાવનાં માંયગાં, નાગાએ પોહયે બાવા એયરો ઉલેં માળાપારથી ઉતારની, ને એક ખોલડયેમાં બહાડી ખાવનાં ઓયફાં, બાવેં તે નાગાએ પોહયે ઓળખી કાઢેલી પુણ નાગાએ પોહયે બાવા નાંય ઓળખો, બાવો તે ખાવનાં લાખીને નાગાએ પોહએ ઘણીજ એર્યા કરે. ઉલેં નાગાઈ પોહી આખે મારાજ તું અહો માંધણીજ કેજે એર્યાહ કરેહ ? પરધાને ઓળખાણ ઓયફી તીયાર નાગાએ પોહીએ ઓળખો.

પરધાને નાગાએ પોહીએ પૂયછાં કા તુવાં આં કુણ લાવનાં ?

નાગાએ પોહીએ આયખાં, '' એક ડોહી. '' પરધાને પૂયછાં, '' તી કેધે રય તાય ? '' તીણા કુટુંબ પરિવાર આયેકા ? નાગાઈ પોહી આખે, '' ડોહી મેલામાં એખલીજ રઈ તાય. તો મેલ રાજેં ડોહયે ઓફેલો. ડોહીઓ એક પોહો અતો પુણ આયતો તીયારથો જ બાવાં આરી જાય રનેલો, ઉલેં ડોહી કુણીભી બાવો આવે તે, બાવાએ વેહમાં પોહા હોધે. '' પરધાને નાગાએ પોહયે પાહેંથી રજા માંયગીને એક તળાવાએ હેડે આવી પાળી પાર બઠો. તળાવમાં પોહેં અંગ્ળુલાગ આવે, તીયાર પરધાન ડોયેપાર તુંબડા આફળી આફળી કાંય બોલે, ઉલેં તળાવમાં અંઘાળતેં પોહેં બાવા એરૂલાગ ભેગેં વે. રોઝનાંહ અહાં વે. બાવો રોઝનોહ પોંહે આવે ઉલેં ડોયેપાર તુંબડા આફળું મંડે, પોહાં તે રોજનાંહ બો મઝા પડે, તે તળાવે નગારાયા ડોહાડયા પુણ પાણી ભરુલાગ કા પછી દંગડેં ધોવુલાગ આવે ને બાવા રોજ એરે.

એક દિહ પેલે ડોહીએ પડોહન્યા ડોહાડયા તળાવે આવન્યા, તીયીં બાવા એયરોને વિચાર કધો કા ઓતે ડોહીઓ પોહા જહો દેખાય ને ઘર જાયને ડોહયે આયખાં કા તળાવાઈ પાળીપાર એક બાવો બઠેલો આયે. આખોદિહ કાંય બબડેને ડોયેપાર તુંબડા આફળે, તો બાવો તુણોજ પોહો વી અહાં આમાં વે.

ડોહી તે પોહાઈ વાટ એરી એરીને ભંગ્નેલી ઉલેં જહી પેલ્યે ડોહાડયીં વાત કધી તહી પા ઢીલા તય ધામદ્દેત તળાવાહીં ગોય.

બાવો તે તુંબડારંય ડોય ફોડેતાય. ડોહયે હરખાં એયરાં ને અહાં માની લેધાં કા ઓજ માણો પોહો ! બાવાએ પાહે ગોઈને આત ધરીને ખેંચાટું મન્ની ને આખે કા આં તળાવાઈ પાળીપાર કા દાટેલાં આયે ? ઘર ચાલ, તુવાં મેલમાં રાખેં, રાજાજહો બનાવીને રાખેં. બાવો તે ઘરજાવલાગ નાંય નાંય કરુમન્નો, તહી તહી ડોહી રડેત જાય ને ખેંચેત જાય, ખેંચાખેચ એરૂલાગ તળાવાએ હેઠે ડોહાડયાયાં મોટા રાવણાં ભેગાં વી ગુવાં, રાવણાં માથ્યા ઘણે ડોહાડયીં તે બાવા લેવડાયટો, '' અહો જુવાન

વીને બાવો વીને ફિરેહ, તુવાં ડોહે આયનીહનીભી ચિંતા નાંય કાં, આણાં સત્યાહનાં જાય ! '' બાવા બધે હમજાવું મન્ને. ડોહી જોસથી રડું મન્ની, ઉલેં નાંય નાંય કરેત બાવો ડોહયે આરી ચાલું મન્નો. ઘર આવીને પછી ડોહયે પૂસે, '' વાય, ઓ મેલ કીયાર બનાયવોહ ? ઉલા બધા પયહા કાથી લાવનીહ ? ''

ડોહીતે ખુશ વેત વેત આખે, '' બાપા, મેં રાજા રાણી લાવી ઓયફી ને રાજેંમાં ઇનામમાં મેલ ને પયહા પુણ દેધા. ''

બાવો આખે, '' વાય તું તે ખરતાંપાન ! કીયાર તૂટી પડેહ તીં કાંય આખાય નાંય, ઉલેં મેલ ને પયહા ડોહીએ પોહાઆ આયે અહો લખાણ રાજા લખી દેહ તે રંય, નાંય તે પછી સાધુ તે ચાલતા ભલા, ''

ડોહી આખે, '' ઈમીને ઈમીંજ લખાણ તીયાર કરવાડેં, પસી તે રહ ને ? બાવો રવલાગ તીયાર વીનો. ડોહી રાજાએ દરબારમાં ગોઈ, ને મેલ ને મિલકાત માણે પોહાઆં આયે અહો લેખ લખવી લેધો. ''

ડોહીએ તે એકનો એક પોહો, આયતો અતો તિયારથો પળી ગોયલો, ઉલેં લાડકાય કાંય કધેલી નાંય. ઉલેં ડોહી ખોબ લાડકાય કરે, ઉલીબધી માયા કા પોહાએ ચાકર્યેમાંથી પરવારેજ નાંય, મેલમાંથી નીઘેજ નાંયતી ! પુણ રાજેં નવે રાણીએ હારું ફૂલાંઈ સગવાડ કરુનાં કામ ડોહીએ ઓફેલાં ઉલેં દિહામાં એકદાહ રાણીએ મીળી આવે.... ને પોહા આરીં બો મઝેથી રય.

એક દીહ પોહો આખે '' વાય માં તે નવી રાણી કહીક દેખાય તી બો એરુંનાં મન વે, તું આજ ફૂલેં લેને જાહ તિયાર આખીહનીં કા માણો પોહો તુંવા એરૂ આવુનો આયે. ''

ડોહી આખે, '' ઇતે રાજાઈ રાણી, તુવાં થી નાંય એરાય '' પેલો આખે, તે પસી રંવદે, મેં ઈમીં નીધીં જાય. ડોહી વિચાર કરે, ઓ તે પાસો પળુનો, ઉલેં આખે '' હાજાં તે ઘરમાં જ બહી ર, આજ પૂસી આવીં પસી તે તુણો ટીંગરો મૂડીને ? ''

ડોહી તે ફૂલેં લેને મેલમાં ગોઈ, ફૂલેં ઓફીને નાગાએ પોહીએ ડોય ઓખવું મન્ની ડોય – ઓખવેત પટાવું મન્ની કા માણો પોહો તુંવા એરું કરે તાય, કિયાર લાવેં ?

નાગાઈ પોહી આખે, '' માટીડાએ કપડામાં આં હુધી નાંય આવું દેય, માઠેં તું માણેં ઘડખેં લેજે ને કાલ માણેં ઘડખેં નીહાડી ડોહાડીએ વેસમાં લે આવીહ. મોટે ડિલવાળી રાણીઓ જવાબ આયકી ડોહી ખુશ વીની. નાગાએ પોહયે તે તીણેં ઘડખેં

ઓયફેં, પસી દુહરે દીહ પોહેં નાગાએ પોહીએ ઘડખેં પોધેં ને ડોહયે આરીં રાણયે મીળુલાગ ગો. '' ડોહ્યે તે પેરેદારાં ઓળખાણ ઓયફી કા ઈ માણી પોહી આયે ને ઈયે નવે રાણયે પાહેં લે જાંય તાંય. પેરેદારીં તે બેયાં જાંવ દેધ્યા. ડોહ્યે તે પોહા નવે રાણીએ પાહે બહાડી દેધો ને બાર ફીરુ મન્ની, ઉલેં પરધાના નાગાએ પોહયે આરીં વાત કરુનો લાગ જડી ગો.

પરધાને પૂયછાં, '' આપડે આથાં પળવાં કાકરીં ? આંતે દિહાહનાં ને રાતીહનો ચોકીપેરો. '' નાગાઈ પોહી આખે, '' માણે પાહે મણિ આયે, ઓ મણિ એક માટીડોને એક ડોહાડી આરીંજ વાપરે તે ધારેહ તાં લે જાય. '' પરધાન આખે, '' આઝું તે માણે રાજાઓ લેખ સુધારુંનો બાકી આયે. '' નાગાઈ પોહી આખે કા કહોક લેખ ? પરધાન આખે, '' ડોહીઓ જે મેલ હોજો તો ડોહીએ પોહાઓ આયે અહો લેખ રાજેં લખેલો આયે. મે તો લેખ સુધારીંને લખીં કા મેં જાંય પસી મેલ રાજાએ લે લેવનો ને ડોહયે નગારાએ હેઠે ઝૂંપડો પાડી ઓકુનો. ''

નાગાએ પોહયે તે દુહરે દીહ પરધાના હાયદોને કહાંક કરીને પળવાં તીં વિચારી લેધાં. દુહરેદીહ પરધાન ડોહયે આરીં ડોહાડીએ વેશમાં નાગાએ પોહયે પાહે આવી ગો. નાગાએ પોહયે તે પાટલો લેધો ને પછી પરધાના આરીં મેલાઈ હાતમી આગાહીએ પોંચી ગુવેં. પાટલાપાર બેય ઊભેં રને.પસી નાગાએ પોહયે આયખાં '' એ મણિ, તું હાચ્ચેજ હાચો મણિ વેહ તે પાટલો અધ્ધાર ઉડીને વાવેહીં જાવો જોઈએ. ''

ને પાટલો તે પવનપાવડી બની ગો, સરરર કરેત ઉડનો, પેરેદારીં તે બે ડોહાડયાં આકાશમાં ઉડેત એર્યા ને ધામાન્ના રાજાએ પાહે, રાજા વાત કધી, રાજા ઘાભરાયનો ને નાગાએ પોહીઈ તપાહ કધી, આખે મેલાયા ખૂણાખાંચરા હોધી વળણા પુણ સિપાયાં નાગાઈ પોહી નાંય જડની. રાજા તે ચોળતો જ રઈગો.

તપાહ કરતાં ખબાર પડની કા ડોહીજ એગ્ધીં ડોહાડયે નવી રાણયે પાહેં લાવનેલી અહી વાત બાર આવની, રાજા હકકાહ ખીજવાયનો, ડોહયે પાહેતો લેખ માંયગો ને ચીરી લાયખો, ને ડોહયે મેલામાંથી ખોદોયડી, પસી નગારાએ બાર એક ઝૂંપડો બાંધી ઓયફો.

પરધાન ને નાગાઈ પોહી વાવેહીં પોંચી ગુવેં, રાજા તે નાગાએ પોહયે પાછી આવનેલી એરીને ખુશવી ગો. પરધાના બો શાબાશી ઓયફી. આણી અકકેલ વખાયણી, ને પાછેં તીની જણેં વાવએ મેલમાં રંવ મન્ને.

એક રાતીહનાં પરધાના હરખી નીન નાંય આવની ને અધ્ધી રાતીહનાં કહલી લેને હગુલાગ જાવાં પડનાં. ઓતે એક ઝાડાએ નીચે બહનો, તે ઝાડા પાર ચકલો ને ચકલી રઈ થતેં.

તાં ચકલો બોલનો, '' જી ચકકી રાણી. '' ચકલ્યે જવાબ ઓયફો, '' જી ચકકા રાણા. ''

ચકલો ચકલ્યે આખે, '' ચકકીરાણી ! આં ઝાડાએ નીચે બહનેલો માણુંહ પરધાન આયે, ને ઓ પરધાન બો ચગ્રો આયે, ઈયા જહો દુહરો કુણી નાંય મેળે ''

ચકલી આખે – અહાં કા .... !

ચકલે આયખાં, '' હાં, ઓ પરધાન આણે રાજાને રાણીઈ ચાકર્યે હારું વાવેમાં રઈ તાય. પુણ આવતે અમાહે ઈ વાવ પુરાય જાવની આયે, ને વાવડીઓ મેલભી તૂટીને ભૂકો વી જાય, તેમાં રાજા ને રાણી હાચવીને નાંય રઈ તે દાટાય જાય ને ચતુર પરધાન બચી જાય. પુણ, રાજા-રાણ્યે જોભી ઈ વાત કરી તો દગડો વી જાય. ''

પરધાન મેલમાં આવનો ને ચકલા ચકલીઈ વાત ખાનગી લખાણમાં લખી લેધી. આરીં બેયાં કાકરી બચાવવેં તીં વિચારું મન્નો. એણે નક્કી કધાં કા બેય જણાં અમાહની રાતે વાવીએ બાર ફીરુલાગ લેજાવાં.

અમાહની રાત આવી રની, મેલમાં તે હત્તાર જાતના હુજેડાં આયે. પરધાને વિચાર કધો, ઈં તે બસ ! રાતની માયા આયે. પસી બધાં પુરાં વી જાય. પરધાને રાજા -રાણ્યે ખાઈ લેધાં પસી આયખાં, '' પૂનેમીઈ રાત તે બધાંજ હાજી લાગે ચાલા આજ અમાહની રાત કહીક તીં એરું, આં મેલામાં કાયામ હુજેડાં ને હુજેડાં માંતે છેકનાંય ગમે. રાજાને રાણી પુણ મેલમાં ને મેલમાં ભોંગી ગોયલેં અતેં. વાવેમાં બહી બહીને બારની દુનિયાઆં કાંય નાંય જાણે થતેં. બેય જણેં તરાતીજ તીયાર વી ગુવેં ને વાવેએ બાર નીંધને.

ઉલામાંતે વરહાત ગાજે થુઈ અહો મોટો કકાહ વીનોને જરાકવારમાં વાવ પુરાઈ ગોઈ ! રાજા-રાણી આખી પન્નેં કા આજ જો પરધાન નાંય વીતો તે આપડે વાવીમાંજ દાટાય જાતેં, બેયી પરધાના બો વખાયણો.

અવેં તે તીની ઘર વગારનેં વી ગુવેં, ઉલેં એક ઝાડાએઠાણ રવું મન્ને. તે ઝાડાપાર ચકલોને ચકલી રઈ થતેં. એક દિહ ચકલો આખે, '' ચક્કીરાણી, વાવેવાળો રાજા અવેં ઝાડાએંઠાણ રઈને ભંગ્નો આયે, ઉલેં ભત્રીજાહ મદેત હારું વાત દવડી. ભત્રીજોહ રાજપાટ ઓફી દેઈ ને ઈજ નાગાએ પોહીએ આરીં પાસા વેવા વી. લોક

વેવાઓ ઠાઠ એરીને બો વખાણી, પુણ રાતીહનાં રાજા–રાણી ખાટલે હૂઈ તીયાર નાગ ચાવી, ને એ ઘાત માંથોં જો રાજા બચી તે એક કુંવારાઓ જનામ વી, પુણ ઇ વાત રાજા–રાણયે જીં આખી તીં દગડો વી જાય. ''

પરધાને તે આગ્યાએ હૂજેડે બધાં ખાનગી લખાણ કધાં ને હૂઈ ગો. દુહરે દીહ હવારમાં રાજા આખે, '' પરધાનજી ! આપડાં ઉલાં મોટાં રાજ ને આપડે રાનામાં ઝાડાએઠાણ કુલાક દીહ કાઢું ? માઠેં માણે રાજમાં જાવાં આયે. ''

પરધાન આખે, '' મારાજ, તુવેં તે રાજપાટ તુણે ભત્રેજાહ લખી ઓફે લાંહ. તીયાર રાજેં જવાબ ઓયફો કા ભત્રીજોહ તે મેં નાંય વેં તીયાર રાજા, માઠેં લેખ તીયાર કરને ભત્રીજાહ વાત દવાડ કા આમાં લશ્કારા આરીં, ઢોલનગારેં ને વાજિંત્રેં લેને લેવલાગ આવે. '' પરધાને તે બધાં લખાણ લખીને, એક ચીડા આરીં વાત દવડી દેંધી. ભત્રીજાહ વાત જડની, ઇયા વિચાર આવનો કા માણો કાકોહ આબ્દા કરે ! માં કાકેહીંજતે રાજા બનાયવો. અવેં રાજપાટ ઓફીને માણે મદ્દેત કરવી જોઈએ. ભત્રેજેંહ તે તાણાં લશ્કાર તીયાર કધાં. હાથી, ઘોડા, રથબધાં હિણગારી કાયઢાં, ઢોલનગારાં આરીં વાજતે ગાજતે રાજા લેવલાગ નીંઘી પડનો. તેણે તે આરીં બામાણાભી લેધો ને રાનામાં તે જાણેહ જાન જાય થુઈ તહાં લાગે !

ભત્રીજોહ તે વાજેં ભીમણાવેત કાકાહે પડાવે આવી ગો, કાકાહ પાયે પડનો ને લખી ઓફેલાં લખાણ કાકાયેહ પાહીં થવી દેંધાં. ને બોલ્નો '' કાકા, રાજપાટ તુણાં આયે, તું હાંચાવ. પુણ આમુ આંથા અહાજ નાંય જાવના. તુવાં પન્નાવીને, જાન લેને નગારામાં જાવના. રાજા માની ગો, રાજાને નાગાએ પોહીએ બામણે પન્નાવી કાયઢેં, પરધાને પોહયે વળાયવી.''

પછી રાજા લશ્કરા આરીં પોતાએ નગારા ઘણ જાવ નીંઘનો.

નગારામાં પોંચી રાજા એરે તે ઘરીંઘર જાણે તેવાર ! જાતજાતના હિણગારથી ઘરેં હોભી રનેં આયે. રાજાતે લોકાંઈ અહી માયાથી બો ખુશ વીનો, આખો દીહ મઝેથી વીતનો, બધેં હોહોને ઘર ગુવેં.

અવેં પરધાનાઈ ચિંતા વધની, આજ હુધી રાજાને રાણયે હાચવેં, પુણ અવે બેયાં કહીક રીતે હાચાવવેં ? પરધાને તે મનમાં નક્કી કરી લાયખાં કા ભલે માં મરવાં પડે કા પછી રાજાએ જહાં માનવાં વે તહાં માને, પુણ કોઈભી રીતે માણે ઇયેં હાચાવવેં, અહાં વિચારી રાજાઈ હૂવની ખોલ્ડી હાતમાં માળે અતી તાં પોંચી ગો. ખોલ્ડયેમાં એક ખૂણે દબનો.

રાજા-રાણી ખોલ્ડયેમાં હૂઈ ગુવેં. અધ્ધી રાત વીનીને મેલાયે હાતમામાળાઈ બારી ખખાડની! ઉલેં પરધાન બઠો વીગો, ધામ્ધી ગો, એરે તે નાગ ! પરધાને તલવારી રંય નાગાઆ હાત કુટકા કધા ને તે રાજાએ ખાટલા એઠાણ ઢાંકી દેધા. પસી પરધાન તલવાર થવે થતો, પુણ ઉતાવળમાં તલવાર નીચે પડની ને ખખાડની ઉલેં રાજા-રાણી જાગી પન્ને.

રાજા પરધાનાપાર બો ખીજવાયનો ને આયખાં, '' તુવાં વાવેમાં આરીં રાયખો, પસી તું રાણયે લેવલાગ ગોહ, પાસો તુવાં ઝાડાએઠાણ આરીં રાયખો, અવેં તે માં હાચવવાવાળા હોજા, તયભી અધ્ધી રાત હુધી માણે ખોલ્ડયેમાં લપાયનોહ, તીંભી પાસો તલવારી આરીં, માં મારીને તું રાજપાટ ને રાણી મેળવું માંગે તાહ. તુવેં માણે રાણયેપાર નજાર બગાયડીહ. તુવામાં રનેલાં પાપ તુવાં આં લે આવનાં, આણી સજા વી, તુંવા મોતની સજા કરીં. ''

પરધાન આખે, '' મારાજ, તું માં જી સજા દેહ તી ! માં પડનેલી નાંય, પુણ માં આખી સભા એરે તહી રીતે મારુની સજા વીવી જોઈએ.''

રાજા પરધાનાઈ ઈ વાત માન્નો.

બચ્ચારો પરધાન ! આખી જીંદગી રાજા-રાણીએ સેવામાં કાયઢી ને તાણાં ઇનામ મોત, ને બચ્ચારો હાચી વાત આખે તે દગડો બને, તીભી કાંય મરુનાથી કાં ઓછી સજા અતી ?

હવાર વીનાં ઉલે રાજેં આખવાડી દેધાં કા આજ પરધાના સજા કરુની આયે.

આરીં આરીં રાજેં તે બધેજ દરબાર્યાંભી આઝાર વીવનો હુકામ ઓયફો, નગારાઆ લોક તે ગૂંચવાય ગુવા. નગારામાં એકીજ વાત ! રાજાએ માનીતા પરધાના મારી લાખુની સજા ! રાજાએ દરબારમાં આજતે આખાં નગાર ભેગાં વીનાં, પસી રાજાઆ સિપાઈ પરધાના લે આવના.

નગારાએ પંચ્યેં પૂંયસાં '' રાજારાણીએ ખોલ્ડયેમાં તું કજે ગોયલોહ ? '' પરધાને જવાબ ઓયફો, '' મેં હાચાં બોલીં તે બો ભૂડાં વી. ''

પંચ્યેં આયખાં કા તું હાચાં બોલેહ કા ખોટાં, સજા તે વીવનીજ !

પરધાને વિચાર કધો, જો હાચી વાત નાંય આખીં તે મરુના ને તીંભી રાણયેપાર નજાર બગાયડી અહાં બદનામ વીને. માઠેં અવેં જીં વે તીં, હાચી વાત આખવામાં ડાપાણ આયે.

પરધાને આયખાં '' મારાજ, ઈ તુણી રાણી તે માણી ધરામની બણીહ. ''

નજાર બગાયડી વેં તે ઈયે હોધીને વાવે હુધી કાલેંવ લાવે. પુણ તુંવા સરાપ અતો કા વેવાએ પેલી રાતીહનો તુંવા નાગ ચાવી ને તુમી બેય મરઝાહ ઉલેં તુમાં હાચવુલાગ મેં તુમ્ણે ખોલ્ડયેમાં દબનેલો, ને મેં અધ્ધીરાતીહનાં નાગ મારીભી લાયખો. તાણા હાત ટુકડા તુણે ખાટલા એઠાણ પડનેલા આયે, તપાહ કર, ને વાવ પુરાઈ જાવની અતી તીભીમાં ખબાર અતી. ઉલેં મેં ચાલાકીથી તુમાં બચાવેલેં, ઉલાં બોલ્નો ઉલેં તે પરધાનાઆં અધ્ધા ડીલ દગડો વી ગુવાં.

પરધાનાઆં અધ્ધાં ડીલ કાળા પડનેલાં એરીને બધા લોક મૂંય ફાંહે તહાજ રઈ ગુવા ! રાજાતે બો ભૂડો કરે ! રાણી તે ભાવાઈહ અહી દશા એરીને રડું મન્ની. રાણીએં ડૂહકે આયકાય બાકી તે સામસૂમ !

પરધાન બોલ્નો, '' મારાજ મેં અધ્ધો દગડો વી ગુવો, અવેં માફી માંગે તાંય ને દુહરી એક વાત કરીં ઉલેં માણાં આખાં ડીલ દગાડ વી જાય, પસી મેં કાય કામનો નાંય. ''

'' મારાજ તુણે ઘર એક તેજવાળો પોહો જન્મી, તો હરખો હમાજતો વે તીયાર તાણી ડુગ્લી આંગઠી માણે દગડો વીનેલા ડિલાપાર વાઢઝાહ ઉલેં તુવાં તુણો પરધાન પાછો મીળી જાઈ ''

ઉલાંક આખીને પરધાન દગ્ડો વી ગુવો. ધડ કરતાં દગડાઆં બાવલાં પડનાં ! રડેત રડેત લોક ગુવા ! રાજમેલમાં તે કુલાખાણદિહ શોક પાયળો. રાજા શિકારે જાવનાં વિહરાય ગો. રાજા દરબારમાં જાય કા આવે, પુણ ચગ્રા પરધાનાઈ દગડાઈ મૂર્તિઆં દર્શન કરે. રાણીભી ભાવાયાંહ દર્શાન કરે પછી જ ખાય. રાજા–રાણ્યે હારું તે પરધાનાઆં દર્શન કરુનાં કાયામનાં વી ગુવાં.

ઘણેં વરહેં વીને ને રાણીએ એક પોહો જન્માયનો. પોહો થોડોક મોટો વીનો ઉલેં દગડો વીનેલા મામાયેહ પાહે રમે, તાં દાતુણ કરે, અહાં કરીને દીહ મયના ને વરહે વીતનેં, કુંવાર મોટો વી ગો. એક દીહ રાણી કુંવારા દગડાહીં લે ગોઈ ને આયખાં, '' બાપા ઓ દગડો તુણો મામોહ વે ''

કુંવાર આખે. '' વાય માણે મામોહ અહો કહોક ! ઓ તે દગડો જહો તે ! ''

રાણ્યે તે બધ્ધી વાત હમજાયવી : તુણો મામોહ આપડે રાજનો ચગ્રો પરધાન અતો. ચીડેને જનાવરાંઈ ભાષાભી જાણે થતો. તુણે માંમેંહ માં વાવેમાંથી હોયધી ને તુણે બાહ આરીં પન્નાયવી, માં એક દુહરો રાજા લે પળણેલો તીયાર તુણો મામોહ માં છોડવી લાવનેલો, રાનામાં વાવ પુરાઈ ગોઈલી, આમું પુણ તેમાં દાટાય

જાતેં, તાં તુણે માંમેંહીજ બચાવેલેં, ઝેરી નાગા મારી લાખીને આમાં હાચવેં, પુણ તુણે બાહ શંકા ગોઈ કા તુણે મામેંહ માંપાર નજાર બગાયડી આયે. ઉલેં તુણે બાંહે મોતની સજા કધી. આમણે મોતની વાત જો મામોહ આમાં આખે તે તો દગડો બની જાય. ઉલેં આમાં આયખાવગાર ચાલાકીથી આમાં બચાયવેં, મારી લાખુની સજા ને નજાર બગાડુંની વાતેથી છૂટૂલાગ તુણો મામોહ હાચાં બોલી ગો ને દગડો વી ગો.

ઉલી વાત આખતાં આખતાં રાણી રડી પન્ની, ટપ ટપ આહોળેં પડે તાય !

કુંવાર પૂછે, '' વાય, દગડો બનનેલો માણો મામોહ પાસો જીવતો વે કા નાંય? ''

રાણયે તે લાગ જડી ગો ને બોલ્ની, '' વે, બાપા, તુણી ડુગ્લી આંગઠી આં કાપેહ તે તુણો મામોહ જીવતો વે. ''

કુંવારેં તે સૂરી કાયઢીને ડુગ્લી આંગઠી કચકાટી મૂયકી. તુલામાં તે દગડાએ પૂતળામાં જીવ આવનો. જીવતો વીનેલો પરધાન આખે, '' માણા ભાણેજ ! તું ઉલો બધો મોટો વી ગોહ. '' ને ભાણેજાહ ભેટનો.

મહાણો જહા વી ગોયલા મેલમાં જીવ આવી ગો, ને ચિંતામાં બૂડનેલા દરબારમાં ને નગારા માં તે જાણે તેવાર વી તહી ઉજાવણી કુલાખાણ દીહ ચાલ્ની.

# માનતા

## ગુજરાતી કથાસાર



એક સ્ત્રીને લગ્ન પહેલાંથી જ પતિ ગમતો ન હતો. એટલે સાસરામાં એક ઝાડ નીચે બેસાડેલા બરમદેવને રોજ પ્રાર્થના કરતી. '' હે બરામદેવ ! મારો પતિ જો આંધળો થઈ જાયતો મરઘો ચડાવું '' ખેતરમાં કામ કરતો પતિ રોજ જુએ છે કે પત્નિ બરમદેવ પાસે કંઈક બોલે છે. એટલે પતિ બરમદેવના ઘુમ્મટમાં ભરાયને પત્નિના મનની વાત સાંભળી લે છે. અને આંધળો થવાનો ડોળ કરે છે. ગામના પટેલનો દીકરો વેઠમાં જવાને બદલે ગામમાં રખડતો રહે છે તેને આંધળા થયેલા ખેડુતની પત્ની ઘરે બોલાવે છે. આંધળો બનેલો પતિ, પત્નિ ના બધા ખેલ જોયા કરે છે. અને એક દિવસ પટેલના દીકરાનું કાસળ કાઢી નાખે છે. હવે ખૂનનો આરોપ પત્નિ પર આવે એવી પરિસ્થિતિ છે ત્યારે આંધળો પતિ યુક્તિ બતાવે છે. તે મુજબ શબને પટેલના ખેતરે કેળ પાસે ઊભું રાખે છે. રાત્રે રખેવાળો ચોર માનીને શબના માથે પ્રહાર કરે છે અને શબ નીચે પડે છે. ત્યારે શબ કોનું તે ઓળખી કાઢે છે. બંને રખેવાળોને પણ યુક્તિ આંધળો જ બતાવે છે. અને શબને પટેલના બારણે ઊભું રાખી બૂમ પાડી ભાગી છૂટે છે. પટલાણી બારણું ખોલે છે. ત્યારે શબ નીચે પડે છે. ખૂનના ગુનામાં કોઈ આવતું નથી. પછી આંધળો થયેલો ખેડુત બળદગાડું જોડી પત્નીને થોડા દિવસ માટે સાસરે મૂકી આવે છે.

(૧) મધાન બાલેં વાત આખું માંયડી. :-

પેલેઆં માનજી ઉલેં ! હત્તારજાતનાં વિચારવાળાં ! બો ભૂંડા ! વેમવાળા ઉલેં ઠગાંએ તે બો મઝા.

ગાંવામાં એગ્ધી માંદ્દાં પડે ઉલેં.

ઇયાતે ભૂતાબ્યે કધેલાં વી. ખાપરો ભરવો પડી કાં તે ચેડો બહાડવો પઢી.

અહી ફાજાલ પંચાત લોક કરે અહાં તે રોજ વે. ઘરીં ઘર ને વાડયે વાડયે ને હાંવર જહે – ઝાડવા એઠાણ જાત જાતના દ્દેવ બહાડેલા.

એગ્ધાએ તાં માવલી તે એગ્ધાએતાં કણબી કોઠારી, તે એગ્ધાએતાં મેમાઈ ને વાડામાં – બરામદ્દેવ !

ને એગ્ધાએ ઘર કુણીં કાયામ માંદ્દા પડે તે ભગાત આખે : ''તુમણે તાં એક ડોહો મરી ગોયેલો, તો એરાન કરે તાય, ઉલેં તાણો ચેડો–ભૂત બહાડવો પડે. નેંતે આઝું વધારે એરાન કરી''

ઉલેં બચ્ચારા લોક તે ભગતાયાં માને, ઉલે લાકડાઓ ઘડેલો નાંય તે પસી દ્દગડાઓ ભૂત –ચેડો બહાડે. અહાતે ભૂતાડવાડા ફળિયે ફળિયે !

હિમાડે એકઠેં વે અહે લોકાંએ ને કૂતરાએ તે મેઝવાની ! માણુહ ભૂખે મરે, પુણ કોલેં કૂતરેં નાંય. કજેકા ગાવાંમાં એગ્ધી માંદ્દા પડે તે ભગાત–ભૂવા જાતજાતની નજાર કાઢે. ખાપરો ભરીને હિમાડે થવવાડે પસી પયહા કાઢવે ને ફલાણી ભૂતાળી આયે, તીયેથી હાચવુંનાં અહાં બીવાડીને છટકી જાય.

ઉલેં અડોહપડોહમાં જ, તુણી ડોહાડી ભૂતાળી, ઈયેજ કધેલાં, હાજાં કેમ નાંય વે ? અહા ઝગડા વે. લોક બડવાય ને હમજામૂયકા વગાર એક દૂહરાંયા ડોયા ફોડે.

ને હાંવરીએ થુડે થુડે તે બરામદ્દેવ બહાડેલા. એક માણુંહ તે આરામતી બરામદ્દેવાએ ઘુમટામાં ભરાય જાયને બહી રઈ. ઉલા મોટા બરામદ્દેવ !

એ ગાવાંએ વચ્ચેથી એક નઈ વવે. નયેમાં આખ્ખાં વરીહ પાણી વવે. નયેમાં માછલ્યાભી બો ઉલેં અમુક લોક તે હૂરપાળા ને મળાઈ લેને હવારથેં નઈ જાયને માછલે ધરે. અમુક આળહુ માટીડા તે બક્કાલીઈ આંકડી બનાવે, તેમાં પાહવેં ભેરવે ને, તીં પાણ્યામાં લાખી એર્યા કરે. જરાક વાયરો આવેને દોરો ઇલે ઉલેં માછલી પડની આયે હાં અહાં કરીને દોરો ખેચેં.

ડોહાડયાભી માછલેં ધરવામાં બો પાકયા. ઘડખાં લેને નઈ માછલ્યાં ધરું

જાય. બે જણ્યા હામહામે ઘડખાઆ છેડા ઘરેને ઘડખાં પાણ્યામાં બોળે, ઘડખામાં પાણી ભરાય ઉલેં ઘડખાં ઉચકી લે. ઘડખામાંથા પાણી નિતારી કાઢે ને ઘડખામાં પાણ્યાઆરીં આવનેલી માછલી ઘરે. આખો દિહ ઈજ કામ.

એ ગાવામાં એક ઝૂંપડાં તેમાં બે માટી બૈરે રય થતેં.

માટીડો ખેતી કરે. હવારમાં અળ–બલ લેને ખેતરામાં જાય. આખો દિહ બો રુળે, આણી ડોહાડી બોપોરનાંહ આણેહારૂં ખાવનાં લાવે.

એ ખેડૂતાએ ખેતરે જાતાં વાટેમાં એક હાંવાર ને હાંવરીએ થુડાહીં એક મોટ્ટો બરામદેવાઓ ઘુમાટ અતો. ખેડૂતાઈ ડોહાડી ઘથ્થી વેગવેગ નીંઘેને બરામદેવાએ પાહેં આવીને ઊભી રઈ જાય. એઘેતેઘે એરી લે પસી ઘુમટાહીં ઊભીરઈને કાંય બોલે, પસી ખેતરાધણ ખાવનાં લેને ઉપડે.

પેલે ખેડૂતેં બરામદેવા આગાળ ડોહાડયે બેતીન દાહ ઊભી રનેલી એયરી. થોડાક આયકેલાં ભી પુણ ઇકા બોલે તી નાંય હમજાયલાં.

આજભી ડોહાડયે બરામદેવાહીં ઊભેલી એયરી જરાક શંકાભી ગોયને મનમાં બોલનો.

''આજકાલ ઇણા લટકામટકા વધી ગોયલા દેખાય તાય''

તયભી ખેડૂતેંતે કાંયનાંય પૂયછાં, ખાય લેધાં, એક ઝાડાએઠાણ આડો પડનો પસી કામપાર લાગી ગો.

એક દિહ બોપોર વીનો, ખેડૂતા વિચાર આવનો ''આજ તે બરામદેવા આગાળ ઇ કા આખે તીં જાણીજ લેં, પસી ઈણી વાત.... ને અવેં તે ઘરથી નીંઘની જ વી''

અળે જોતરેલા બયલાં ખેડૂતેં એક ખૂણે, એક ઝાડાએ છાંયે ઉભા રાયખા. ને ધામદેત ધામ– દેત બરામદેવાએ ઘુમટાહીં આવનો, એણેભી ફેરથાં એરી લેધાં, વળેંજ ઘુમટો ઊંચકો, ને તેમાં – ભરાય ગો. બોપોર અતો ! ખેડૂતતે ઘુમટામાં ગુંગળાંવ મન્નો, તયભી ભરાઈજ રનો.

ઓતે પોતાએ કાનાથી આયકુંનો અતો કા, આણી ડોહાડી બરામદેવા કા આખે તાય.

ચટાક.... ફ..ટાક, ચટાક, ફ...ટાક.. અહો વાણાઈયો કકાહ વીનો ઘુમટામાં ભરાયનેલો – ખેડૂત હમજી ગો. અવેં આવની આયે. વાણાઈયા ચટાકા ફટાકા બન વીના ઉલેં ખેડૂતે વિચાયરાં, કા અવેં હાંભી ઊભી રઈ ગોઈ આયે હાં ! અવેં

કાં આખી ?

ખેડૂતાતે કાં આખે તીં જાણુની બો ઉતાવાળ.
કુણીં આયકે તે નાંય તાયને અહાં કરીને પેલ્યે ફેરથાં એયરાં.
કુણીં નાંય મેળે અહાં જાણી લેધાં, ઉલેં ઘુમટાહી આવીને ઊભી રઈ ગોઈ ને



બોલની.

''એ... બરામદેવ ! આયકેહ કા ? માં માણો માટીડો પન્નાયેલાં તીયારથોજ નાંય ગમે. માણે માટીડાથીં તે એરાન વી ગોઈ. માણો માટીડો જો આંધળો વી જાય તે તુવાં કુકડો મારીને ચઢવેં''

માટીડાએ કાને ડોહાડીઈ ઇ વાત પડની. ને ઉલો બધો ખિજવાય ગો કા ઘુમટો તોડીને – ઈમીંજ નીંઘે. પુણ ખેડૂતા બરામદેવાપાર બો વિશ્વાસ અતો ઉલેં થોભી ગો ને મનમાં આખે.

''પેલ્લાં તે ઇણા દાંત ખોંખોરી પાડે કા પછી ડાચાં તોડી લાખેં ને બડવી બડવી ખોખરી કરી લાખે પસી ઈયેજ મારી બરામદેવા ચઢવેં''

તયભી અગોજ રનો. અવેં ઇ કા કરે તીં જાણુનાં અતાં, વધારે કાંયભી નાંય આયખાં ને બોલનો. ''હૂં....ઉં.....ઉં...''

ડોહાડી તે ખુશ વી ગોઈ. ઉલી ખુશકા એખલીજ બોલ્ની ''આજનો દિહ હાજો આયે, આજ હુધી નાંય ને આજ બરામદેવ ખુશ વીનો. ઉલેં તે કુલાંક હાજાં બોલ્નો બાકી ઓ બરામદેવ તે – કાણીભી વાત આયકે નાંય, આજ માનાત પરોવાયની !''

પછી ડોહાડી તે ખુશ વેત વેત નઈ ઉતરી ગોઈ. અવે તે દેખાતી બન વીનીવી અહાં કરીને ખેડૂતે ઘુમટો ઉંચકીને એયરાં. ડોહાડી ટેકરો ઉતરી ગોઈલી. ઉલે ખેડૂત ઘુમટામાંથો નીંઘનો, નઈ ઉતાન્નો, એક વાડ કૂદનો ને ડોહાડયે કરતાં હદીકો ખેતરામાંથી પોંચી ગો. ને ખેડૂં મન્નો. તાં – ખેડૂતે ભી એક એડિયા માયરી, આજ ચાહે ચાહે નાંય પુણ ગમે તહાં અળ ફેરવું મન્નો.

ડોયેપાર પોટળાં લેને ડોહાડી ખેતરાએ પાળીપાર આવીને ઊભી રની. ખેડૂતેં એયરી, પુણ જાણેં નાંય એયરી વી તહો રનો, ને અળ અઘેથોજ લેગો.

અહાં એરીને ડોહાડી તે વિચારમાં પડી ગોઈને મનમાંજ આખે, ''રોજનાં નાંયને આજીજ અળ કજે જેઘેતેઘે ચાલવે થુય? ને માંધણ એરેભી નાંય''

ડોહાડયે બમાયટો '' અલા ! આયકેહ કા ? અહો અગોઅગો અવળે અવળે અળ કજે ફેરવેહ ? ચાલવેગ, બયલાં છોડી મૂક, ભૂક લાગની વી. પોળી ખાઈ લે''

''માં તે બધા ઝાંખાં ઝાંખાં દેખાય, ઈમીં તું કેઘે ઊભેલી આહ તીંભી નાંય જાણાય. તું બોલેહ તુલાં આયકાય. એઘે આવ. માં હરખો ઘરીને લેજે. નેતે આફળાવાય ''

ડોહાડચે તે બરામદેવા બો વખાયણોને મનમાં જ આખે કા આજ માણીં

માનતા પરોવાયની, અવેં મઝા ! પસી ઉલી ખુશ વી ગોઈકા ખેડૂતા આખી દેંધાં, ચાલ અવેં અળેથા બલ છોડી લાખ. ખાઈ લે. અવેં કાંય કામ નાંય કરુનાં. અળ બલ લેને ઘર ચાલ.

ખેડૂત આખે ''માં તે અવેં કાંય દેખાય નાંય, માઠેં તુંજ આવને અળ છોડી લાખ. એક તે દેખાય નાંય, તહાંમાં બયલેં પાટવામાટવા આયણો તે દુહરી ઉપજ્ઞા''

ડોહાડી તે ખુશ વેત વેત ખેતરામાં ઉતારનીને બલ છોડી લાયખા ડોહા બયલાએ કાણીં – આંધળે માટીડાભી હંગરુનાં બો હાજાં નાંય અહો વિચાર કરેત માટીડા ને બયલાં આરીં ઘર આવની.

પસી ખેડૂતાતે એક ખાટલાં ઓટલે વાળી ઓયફાં, તીયાપાર ઝીવરાં આથરીને હુવાયડો.

ખેડૂતાએ તે બો મઝા આવી ગોઈ. ઓતે ખાટલો બઠો બઠો બમાટે માં કાંય દેખાય નાંય, માં ઈં લાવી દે, માં તીં લાવી દે, મેં હગુ જાવનો વેગ લેજે, મૂતુલાગ જાવનો. કેંધે ગોઈ ? – વેગ આવ.

એક બે વાર ડોહાડી જરાક મડી આવની ઉલેં ખેડૂત જાણીજોઈને આંગણાધાણ જાવનાં લાખીને ઘરમાં ઘૂસી ગો, ને ડોહાડીએ ખાટલે મૂતિ આવનો.

ડોહાડી પૂછે ''માણે ખાટલે ઈં કા કધાંહ ?'' ખેડૂત આખે ''તું વેગ આવનીહ નાંય, ને માં આગણે ઉતરુંનાં લાખીને ઘરમાં ઘૂસી જાવાયનાં, અવે હગુલાગ જાવાં પડે તિયાર વેગ આવીહ''

ડોહાડી કંટાળાઈ ગોઈ. કામમાંથાં જરાપુણ અહાંતહાં નાય વિવાય. ને માટીડાએ ચાકર્યેમાં જો જરાક મડી પડે તે ખેડૂત કાંઈ ને કાંઈ ઊંધા કરી બહે, ઉલેં નાંયછૂટકે ચાકરી કરવી પડે. – અંધળાવવો ભી પડે, અરે ! ખેડૂત આખે આથથાળયેમાં નાંય જાય, થાળી કેંધે ? બિચાર્યે પોતા એ આથેં મટીડા ખાવાડવાં પડે.

ડોહાડયે બરામદેવાઈ માનતા તે પરોવાયની પુણ મઝા તે અવળી નીધીં ગોઈ ! ને ચાકરી કરવી પડે.

ડોહાડી એરાન વી ગોઈ ઉલેં માટીડા એવેં મારવો કહાંક કરીને તી વિચારું લાગની.

ઉલામાં એકદીહ ગાંવાઓ પટેલ ઘરીં ઘર ફીરનોને બધાં વદ્દી પોંચાયડી કા કાલ વેઠમાં – જાવનાં આયે. ઉલે ગાંવામાંના બધેજ માટીડાંએ ઘન્નાં કામ થવીને

વેઠમાં જાંવની તીયારી કરુની. જાણી જોઈને ખાટલે પડી જાયઝાહતે નાંય ચાલી, ભગાત-ભૂવા આરીંજ આયે. તાં વેઠમાં જાયને ઉપાય કરું ઉલેં હિઘા પડી જાયઝાહ. બધાએ જાવનાંજ આયે. રાજાઓ હુકામ આયે, નાંય આવઝાહ તે સજા વી.

પેલા ખેડૂત વિચાર કરે, ચાલ મેંતે આંધળો વીગો ઉલેં ફાવનો આંધળા કુણી હાદે નાંય, બાકી વેઠ એટલે વેઠ ! રાજાએ હારું ખોડ કાઢુલાગ રાનામાં માચડો બનાવુનો, પસી રાનામાં ઘેરો ઘાલુનો, બામટેત બમાટેત માંચડા ઘણ જાવનાં, પસી વાઘ માચડા ઘણ જાય તે નાંય વાંઘોઆવે, રાજા પુરો કરી લાખે. પુણ જો વિફારનો તે બે પાંચ જણાં બોહકીને પળી જાય ! ને એગ્ઘાજણા આંરી લેત જાય.

દુહરે દિહ પટેલાયો પોહો ખેડૂતાએ ઘર આવનો. ઓતે ખબાર કાઢુલાગ આવનો ને જાણું માંગે થતો કા વેઠમાં જાવાયકા કહાંક ?

ખેડૂતાએ ડોહાડયે તે પટેલાએ પોહા ઘરમાં ભયરો, ને ઘાઠાં પાયજાં ઉલેં પટેલાઓ પોહો તે ખુશ.

ઘર જાયને એણે બાહ આયખાં કા પેલો અળવાળો ખેડૂતતે મીંજો વીગો. તીયા વેઠમાં રખે લેજા.

પટેલાયો પોહો ઘરીજ રનો. ને રોઝનાંહ પેલા મીંજા ખેડૂતાયે તાં આટાંફેરા મારું મન્નો.

રોઝનોહ ખેડૂતાએ આંગણે હુધી વેગવેગ આવે. આંગણેજ વાણાયા કાઢે પસી ચોર જહો વળેંવળે ખેડૂતાએ ખાટલા પાહેં રઈને ઘરમાં પેહે, પસી ખેડૂતાએ ડોહાડયે આરીં બહીને અગોઅગો વાત કરે.

ખેડૂત બધાં એર્યા કરે, વધારે કાળ આવે તે, પેલેં બઠેલેં વે તાં ડેંગુરી લેને પુગી જાય ને પટેલાએ પોહાએ બઙે ડેગુરી ફેરવી કાઢે. કોઈદ્દાહ તે ડોહાડયેભી ઝપેટી કાઢે. બેય જણેં અગેંજ માર ખાઈ લે.

ખેડૂતતે બરાબર ઝપેટીને આખે ''ઈયેં કૂતરેં-બિલાડેં ઘરમાં ભરાય, આયકાયકા નાંય ?''

પસી ખાટલે આવે ને હૂઈ જાય.

પટેલાએ પોહેં તે ખેડૂતાએ ડોહાડયે આરીં હાજી જોડી પાડી લાયખી. બેયાં એકદુહરા વગાર નાંય ચાલે.

એકાદ્દિહ પટેલાઓ પોહો વેળણાંહ જરાક હદીકો આવનો. ખેડૂતાએ ડોહાડયે પટાવીને રાત- રવલાગ પટાવી કાયઢો. પેલ્યે તે કુકડાં રાંધુનાં આખી દેઘાં,

દિહ અતોજ ઉલેં કુકડેં તે આઝુ જેઘે– તેઘે ભટકે થતેં, ઉલેં બેયજણીં ઘહી ઘહીને કુકડી ઘયરી, પટેલાએ પોહેં કુકડી કાપી લાયખી પસી ઘરાયે પાછાળ આગ્ઠી પેટવીને કુકડી ઝાળવું મન્નો, ખેડૂત બધાં એર્યા કરે.

ઘરાયે પાસાળ પીસેં બળેત ગંધાયનેં. ઉલેં ખેડૂતતે ખાટલે બઠો બઠો હમજી ગો કા આજ કા રાંધાવનાં આયે.

ખેડૂતાએ ડોહાડયે કુકડાં રાંધી કાયઢાં. પોબ્યાભી હેકી કાઈઢયા. પસી પટેલાએ પોહા હમાજ પાયડી.

''ઇયાં કુડે ટેકવીને ધોહા થવેલા આયેં. મેંજ ઘહી ઘહીને અણી કાઢેલી આયેં મેં આવેં પસી મીંજા કુકડાંને પોળી ઓકૂ પસી ખાય થુવે તિયાર મીંજાએ ગળામાં ધોહા ધોહી ધોહી ને મારી લાખું. પસી આપડે મઝા''

પટેલાઓ પોહો તે તિયારીજ અતો.

પસી પેલી બે દ્રોણેં લેને ઘરમાંથી નીઘની ને મીંજા હમાજ પાયડી, ''ખાટલેથો એઘેતેઘે રખે વેહ, ખાટલેજ પડી રઈ, નેં તે પસી ગમે તાં આફળાય ને જો ખોડો જો વી ગોહ તે પસી તુંવા હાચાવવો કાકરી ? મે પાણ્યા જાંય તાંય''

ખેડૂતા અહી હમાજ પાડીને નઈઘણ એક વીર અતી, તાં પાણી ભરુલાગ ગોઈ.

પટેલાઓ પોહો તે ઘરમાંજ ચિમાયલો. કુકડીઆં હાળણાં બને થતાં તિયારથો લાળ પાડયા કરે ને અવેં તે હકકાહ ભૂક લાગની. ઉલેં એક થાળી હોયઘી, ને તેમાં પોળીને હાળણાં લેને ખાઉં મન્નો.

ખેડૂતતે અગ્ગોજ બહીને બધાં એર્યા કરે. બેય જણેં કા વાત કરે તીંભી કાન માંડીને આયકા કરે. મારી લાખુની વાત એણે આયકી લેઘી. પુણ કુણા તી હમાજ નાંય પન્ની. આજ તે ખેડૂતાથી ખાખણી નાંય જેરવાયની. ઉલેં ખાટલેથો વળેંજ ઉઠનો ને પરહાળીમાં ગો. પટેલાઓ પોહેં ઈયા – એયરો, પુણ એ મીંજા કા ખબાર પડે ? અહાં બો ધીયાન નાંય ઓયફાં.

મીંજા ખેડૂતેં ખૂણામાં ચીંઘોળી લાકડી એયરી, પટેલાઓ પોહો નાંય એરે તહાં લાકડી લેઘી. પસી પટેલાઓ પોહો ખાય થતો તાં પાસાળથો આવનો, એક આથાથી પટેલાએ પોહાઆં ગળાં ધયરાને દુહરે આથે ચીંઘોળા ધોહા પેલાએ ગળામાં ધોયહા. ચીંઘોળા ધોહાથી પોહાયા ગળાં કોતરાય ગુવાં ને પટેલાઓ પોહો તે જરાકવારમાં પૂરો વી ગો.

દિહ અતોજ ઉલેં કુકડેં તે આઝુ જેધે– તેધે ભટકે થતેં, ઉલેં બેયજણીં ધહી ધહીને કુકડી ધયરી, પટેલાએ પોહેં કુકડી કાપી લાયખી પસી ઘરાયે પાછાળ આગ્ઠી પેટવીને કુકડી ઝાળવું મન્નો, ખેડૂત બધાં એર્યા કરે.

ઘરાયે પાસાળ પીસેં બળેત ગંધાયનેં. ઉલેં ખેડૂતતે ખાટલે બઠો બઠો હમજી ગો કા આજ કા રાંધાવનાં આયે.

ખેડૂતાએ ડોહાડયે કુકડાં રાંધી કાયઢાં. પોળ્યાભી હેકી કાઈઢયા. પસી પટેલાએ પોહા હમાજ પાયડી.

''ઇયાં કુડે ટેકવીને ધોહા થવેલા આયેં. મેંજ ધહી ધહીને અણી કાઢેલી આયેં મેં આવેં પસી મીંજા કુકડાંને પોળી ઓફૂ પસી ખાય થુવે તિયાર મીંજાએ ગળામાં ધોહા ધોહી ધોહી ને મારી લાખું. પસી આપડે મઝા''

પટેલાઓ પોહો તે તિયારીજ અતો.

પસી પેલી બે દ્રોણેં લેને ઘરમાંથી નીધની ને મીંજા હમાજ પાયડી, ''ખાટલેથો એધેતેધે રખે વેહ, ખાટલેજ પડી રઈ, નેં તે પસી ગમે તાં આફળાય ને જો ખોડો જો વી ગોહ તે પસી તુંવા હાચાવવો કાકરી ? મે પાણ્યા જાંય તાંય''

ખેડૂતા અહી હમાજ પાડીને નઈધણ એક વીર અતી, તાં પાણી ભરુલાગ ગોઈ.

પટેલાઓ પોહો તે ઘરમાંજ ચિમાયલો. કુકડીઆં હાળણાં બને થતાં તિયારથો લાળ પાડયા કરે ને અવેં તે હકકાહ ભૂક લાગની. ઉલેં એક થાળી હોયધી, ને તેમાં પોળીને હાળણાં લેને ખાઉં મન્નો.

ખેડૂતતે અગ્ગોજ બહીને બધાં એર્યા કરે. બેય જણેં કા વાત કરે તીંભી કાન માંડીને આયકા કરે. મારી લાખુની વાત એણે આયકી લેધી. પુણ કુણા તી હમાજ નાંય પન્ની. આજ તે ખેડૂતાથી ખાખણી નાંય જેરવાયની. ઉલેં ખાટલેથો વળેંજ ઉઠનો ને પરહાળીમાં ગો. પટેલાઓ પોહેં ઈયા – એયરો, પુણ એ મીંજા કા ખબાર પડે ? અહાં બો ધીયાન નાંય ઓયફાં.

મીંજા ખેડૂતેં ખૂણામાં ચીંધોળી લાકડી એયરી, પટેલાઓ પોહો નાંય એરે તહાં લાકડી લેધી. પસી પટેલાઓ પોહો ખાય થતો તાં પાસાળથો આવનો, એક આથાથી પટેલાએ પોહાઆં ગળાં ધયરાને દુહરે આથે ચીંધોળા ધોહા પેલાએ ગળામાં ધોયહા. ચીંધોળા ધોહાથી પોહાયા ગળાં કોતરાય ગુવાં ને પટેલાઓ પોહો તે જરાકવારમાં પૂરો વી ગો.

ખેડૂતેંતે પટેલાઓ પોહો ખાય થતો તાંજ મડદ્દાં થવી દેંધાં. ઘોહા હરખા ધોવીને કુડે ટેકવા ને ખાટલે આવીને ગુંડાઈગો.

ખેડૂતાઈ ડોહાડી પાણી ભરીને આવી ગોઈ. ઝૂકડાં જરાક નીંચા ઉલે ડોયે પારથાં ભરેલાં બેઠા ઉતાયરાં, એક દણાં કાંખેમાં ને દુહરાં આથામાં લેને ઘરમાં ગોઈ. પરહાળી એરે તે પટેલાઓ પોહો ઉબડો પડીને હુતેલો, પાહે થાળીને તેમાં હાળણાં ને પોળી ખાયા વગારનેં પન્નાલેં. ખેડૂતાઈ ડોહાડી વેગ વેગ રસોડામાં ગોઈને દણેં થવી દેંધેં પસી પરહાળી આવી પટેલાએ પોહા ઉઠાડી – એયરો. જરા વિવલેભી નાંય ઉલેં ખૂબ ઇલવી એયરો.

બધાં પૂરાં... ! ઉઠે થુવે તોને ? ઓ તે આવટાય ગોયલો !

ખેડૂતાઈ ડોહાડી ઘાબરાયની. અવેં કા કરવાં ? મીંજા માટીડાએ પાહે આવીને આખે – ''આયકેહ કા ... તું મીજો વી ગોહ અહા કરીને પટેલાએ પોહેં તુંવાં વેઠેમાં નાંય જાંવ દેંધો. તાણેહારૂ મે આપડે તાં હાદ્દેલો. તીયા કુંજાણેહ કા વીનાં તે અવટાય ગો.''

મીંજો આખે ''મેં તે મીજોજ, પુણ આરીં આરીં પટેલાએ પોહા એરીને તુંભી મીંજી વી – વી ગોયલીહ, તુંવાં તે પટેલાઓ પોહજ દેંખાય થતો પુણ ઈંતે આખ, ઓ મરનો કાકરી ?''

''કુકડીઆં હાળણાં બનાવીને મેં વીરી પાણી ભરું ગોઈ, ઉલેં હાળણાં ને પોળી ખાતાં ખાતાં ગળે આઢકાં અટકી ગુવાં ને ગુંગળાઈને મરી ગો. આપડે તાં મન્નો ! ને પટેલ તે હાજો તાં હુધીજ હાજો, બાકી બો...ભૂંડો માણુંહ ! વેઠમાંથો આવી પસી આપાં માલ્લાખી, અવેં કા કરું ? પેલ્યે તે છેડો જહો વાળી લાયખો.''

મીંજો ખેડૂત આખે ''માં તે દેંખાયભી નાંય, ને જાણેં ભી નાંય, મેં કાંય ખાવાયડાંભી નાંય, તુ જાણેહ ને તુણાં કામ જાણે.''

અવેં કા કરવાં તીં કાંય હમાજ નાંય પડે. પેલી તે ઉલી ડચાકની કા ઘામ ઘામ નીઘીં આવનો. અવેં કા કરવાં તી નકાલ માટીડા પૂછું મન્ની ને કુગ્રુ મન્ની. તીયાર આરામથી ખાટલે ગુટળાયને પડનેલો ખેડૂત આખે ''મેં તુંવા નકાલ દેંખાડેં તહાં કરવાં વે તે કર નેતે પટેલાએ પોહા આરીં તુંભી મર''

ખેડૂત ડોહાડયે હમજાવું મન્નો. કા આપડે ઘરાહીં પટેલાઈ કેળાઈ વાડી હોજી. તાં ચાર ચાર તે રાખવાળ્યા. ડેંગુરાને બંદૂક લેને વાડી હાંચવે.

એ ચારી રાતીહનાં પટેલાએ ઘર ખાંવપીંવ જાય તીયાર તું પટેલાએ વાડીમાં

એક કેળીહીં ઈયા ઊભો કરી આવ. જાણે કેળેં ખૂડે થય તહો ઉભો રાખીને આવી રવ્નાં.

ડોહાડયે આજ માટીડો અકકેલવાળો લાગનો. થોડીકવારમાં અંધારાં પડનાં ઉલેં પટેલાએ પોહાઆં મડદ્દા ખેંચેત ખેંચેત ખેતરામાં લે ગોઈ, મોટે થુડાવાળી કેળ ને લુમભી તીયાર ! તાં મડદ્દાં ઊંભા રાખીને પળી આવની.

વાડીઆ રાખવાળયા તે ખાવલાગ ગોયલા. ખાયને પાસા આવતી વખાત વાટેમાં એગ્ધાએ ઘર હેર હેર ઢીંચીને વાડયે આવના. ચાંદણા અતા, એક રાખવાળયાઈ નજાર પન્ની. તેણે તીનાં તીયાર કધા ને વાડયેમાં ચોર દેખાયડો .

ચારી જણીં અધ્ધેથા બરાબર એયરાં. પસી ઊભેલાં મડદ્દા એરીને માની લેધાં કા એગ્ધીં – ચોર લૂમ તોડે તાય. પસી ચારી જણા ધામદ્દેત ધામદ્દેત આવના ને તેમાંના બે જણીં બંદૂકીઓ આથો ધડામ દ્દેસીં માયરો, મડદ્દાં નીચે પડી ગુવાં.

પેલી નાડી તપાહી એયરી. ચોર તે ઈલેભી નાંય ને બોલેભી નાંય કેળાઓ ચોર મરી ગો.

કેળીએં પાનેં મોટેં ને પડછાયો ઉલેં ચોર કેણો તીં નાંય હમાજ પડની. ઉલેં હુજેડાં આવે થતાં અહી જાગાહીં મ'' ાં ખેંચી લે ગુવા ને પસી મડડાં ઓળખી લેધાં. ચારી જણાં તે ચકકેર આવી ગોઈ. ઈંયી તે પટેલાએ પોહાજ પતાવી લાખેલો.

ચારી જણા ચિંતામાં પન્ના ! એવેં કા કરવાં ? પટેલ તે વેઠમાં ગોયલો ને તો આવે ઉલામાં મડડાં વગે નાંય કરું તે પટેલ પેલાં આપાં હળગાવી પસી ઇં મડડાં ! પટેલ આપાં જીવતા નાંય રંવદ્દેય.

ને આણે તે ધોધડયે આરીં હાજાં બને. પટેલાએ પોહા આપડે મારી લાયખો અહાં ધોધડે જો ખબાર પડી જાય તે પટેલા આખી દેખાડી, ઉલેં વેગ ચાલ ધોધડયે પટાવી એરું.

ચારી રાખવાળયા બીએત બીએત ખેડૂતાહે આંગણે આવના ને બમ પાયડી. ''ધોધડે......ઓ....ધો...ધ..ડે''

ધોધડીઈ ભી ઉજામ ઉડી ગોયલી આયે. અવેં કા વે તીં એરુનાં આયે ને પોતાઆં નાંવ – આયકી ડચાકની . જરાકવારતે અહાંજ વીનાં કા ચારી જણા જાણી ગુવા આયે. તયભી કકરી વીને પૂયછાં,

''કારા આયે ? અધ્ધી રાતીહનાં કા કામ પડનાં ?''

ચારી જણાએં મુએં બુજાયલેં, ડીલાપાર તે ઘામ નીંધે. પેલ્યે પૂયછાં

''ટકળામાં કા ભરેલાં આયે ? વેગ આખાહ્હ એક જણો ધીરેરઈને ઘાભરાત ઘાભરાત આખું મન્નો ''આમું પટેલાએ પોહા કેળાઓ ચોર જાણીને માલ્લાયખો''

તીયાર પેલ્યે ચારી જણાં હક્કાહ બીવાયડા. અવેં પટેલ કા કરી તીંભી આયખાંને બીવાયડા, ને આખી દેધાં કા મેં કાંય નાંય જાણે માંતે મડદાઈ વાત આયકી ને જ બીવાય. પસી ધીરેરઈને આયખાં, આમણે પેલો મીંજો બો નકાલવાળો, તીયા પૂસી એરા.

ચારી જણા મીંજાયે ખાટલાહીં આવના. મીંજા બમાયટો મીંજો તે જાગતોજ અતો ને આણે ડોહાડયે આરીં કા વાત વે તીં આયકે થતો. તયભી જાણી જોઈને ધીરેરઈને ઉઠનો.

પેલા ચારી જણાએ મુવાપાર ધાક દેખાયા કરે. પેલીં ભૂલમાં પટેલાઓ પોહો મારી લાખાયનો અહી વાત કધી.

મીંજો આખે ''ઇતે ખૂનાઈ વાત ! તુમીં કધાં ને તુંમી જાણા, માં વચમાં રખે લાખા''

પેલા ચારી જણા બોલી પડના ''તુવાં વચ્ચે નાંય લાખું, પુણ ઈ મડડાં કા કરું ? તી નકાલ દેખાડ'' . મીંજો તે ખાટલેથો બઠો વીગો ને પૂસી લેધાં કા મેં તુમાં નકાલ દેખાડેં તાણે બદલે માં કા દેયા ?

ચારી જણાં ગરાજ આયે ઉલેં બોલી પડના ''તું આમાં એમાંથા જો બચાવેહ તે ગાલ્લીને બલ દેઉં, ને ઈંભી ઓસાંજહાં લાગે થુવે તે ઉપ્યારથા તુંવા અઝાર રૂપિયા દેઉં. ''

'' પેલાં પયહા ને ગાલ્લી બલ દેયા પસી કા કરુનાં તી નકાલ દેખાડેં'', ખેડૂતે આયખાં.

પેલા ચારીજણાતે હોહોને ઘરા ધણ ધામાન્ના. ઘર જાઈને ગમ્મેતહાં કરીને ગાલ્લી બયલાઓ મેળ પાયડો. બે જણા એક એક બલ ઘરથો લે આવના એક જણેં ગાલ્લી ઓયફી, ને ચોથો – અઝાર રૂપિયા લાવનો.

મીંજો ખેડૂત આખે ''હાં..... અવેં બરાબર આયે, અવેં માણીવાત હરખી આયકા, પટેલ તે વેઠીમાં ગોયલો, તોતે કાલ આવી, ઉલેં મડડાં અધ્ધી રાત હુધી હરખાં હાચવા, પસી મરાખે મડડાં પટેલાએતાં લે જા. ''

અહાં આયકીને એક જણો બોલી પન્નો ''એમાં નવી નકાલ કા દેખાયડીહ ? પટેલાએ ઘરજો મડડાં લે જાઉં તે ઘરાઈ જાંઉ.''

''અહો હરખી વાત નાંય આયકુહનોહ તે, ને વચ્ચે ટાપસી પૂરુનોહવેહ તે, લેજા બધાં જ માં કાંયનાંય જોયે ને કાંય આખુંનોભી નાંય, ''નાપાડતાં ખેડૂતે આયખાં. અહાં આયકીને પેલા બો ટટળું મન્ના.

તીયાર ખેડૂત હમજાવું મન્નો : હાજાં તે કાન હરખા રાખીને આયકા. અવેં જો કુણી બોલનો તે વાત બંધ, ને મેં હૂઈ જાંય.''

ખેડૂતેં હમજાયવાં કા મરાખે મડદાં પટેલાએતાં લેજા. તાં પટેલ જે ખોલ્ડયેમાં હુવે થુવે તે ખોલ્ડીએ બારાહીં મડડાં થવીને જોસથી બોંમ પાડઝાહ.

''આયલે .... ઓ...આયલે''

પસી પેલા ચારીજણીં મડડાં ઊંચકીને મરાખે પટેલાયે આંગણે પોંચના, પુણ વાટે મડડાં લેજાતાં બો આબદ્દા પડની, આંગણે હૂતેલેં. કૂતરેં જુલાં જોર વે તુલાં કાઢીને ભૂકે થતેં ઉલેં જુલાં બને ઉલાં વેગવેગ પટેલાએ ઓટલે ચઢી ગુવા. મડડાં હરખાં ગોઠવી દેધાં પસી ઓટલેથાં નીચે ઉતરીને, આંગણેથાં બમાયટાં..

''આયલે ......ઓ....આયલે '' પટેલાએ ડોહાડયે તે અહાં કા બાપો વેઠીમાં ગોયલો તો આવી ગો ને બમાટે તાય. અહાં કરીને તરાતીજ બાર ખોયલાં ને ધડ કરતાં મડડાં બારા આરીં ઘરમાં આવી પડનાં.

ઇં કા પડનાં વી ? અહાં કરીને પટેલાએ ડોહાડયે એયરાં તે ઈતે પોતાએ પોહાઆં મડડાં ! તીયાર પટલેણ અબખાય ગોઈ ને રડું મન્ની, પટલેણ્યે રડેત આયકીને આખે ફળીયાયા ડોહાડયા ભેગ્યા વી ગોયા ને પૂસું મન્ન્યા કા, અહાં કાકરી વીનાં ?

પટલેણ રડેત રડેત આખે ''માણો પોહો વેઠેમાં ગોયલો તાથો ભૂખાયલો તિહાયલો અધ્ધી રાતીહનો આવનો, માં આયલે.....આયલે.. કરીને બમાયટી પસી...! મરી ગો એ....! મરી ગો ! અહ !''

પટેલ વેઠ અધ્ધી રાખીને આવી રનો. આરી માટીડાંભી લેત આવનો ને પસી વગે કરી દેધો.

પેલા ખેડૂતા તે નકાલ દેખાડુના પયહા ને આરી ગાલ્લીને બલ જડના. અવેં ખેડૂત ડોહાડયે આખે ''માંતે અવેં ઝાંખા ઝાંખા દેખાય જહાં એ ! ડોહાડી ખુશ વીને આખે,'' ''ઈતે મેં બરામદેવા માનતા માનેલી કા તું એરતો વીજાયતે ને આપાં ગાલ્લી–બલ જડી તે કુકડો – ચડવીં, તી માનતા પરોવાયની, અવેં માનતા ચઢાવવી પડે. ચાલની આજીજ જાઉં ! ગાલ્લી જોતાર, ગાલ્લી લેનેજ જાઉં.

ગાલ્લાં જોતરીને ખેડૂત તીયાર વીનો, ડોહાડયે તે ભંભાડામાંથો એક મોટ્ટો કુકડો કાયડો, તાણા પા હરખા બાંયધાને થેલામાં ભયરો પસી વટથી ગાલ્લામાં બહી ગોઈ.

પેલા ખેડૂતેંભી ચૂનો ને છૂરી ટાપરી લેધી.

ડોહાડયે તે ખેડૂતાઓ ગજવો ભરાયલો એરીને પૂસી કાયઢાં '' તુણે

# અક્કેલનો બાલડાણ



**ગુજરાતી કથાસાર**

અક્કલમીંઢો નામે ગામમાં ઢોર ચરાવીને ગુજરાન ચલાવતો મંદ બુધ્ધિનો અનાથછોકરો યુવાનીમાં પ્રવેશતાં થોડો સમજદાર થાય છે. મુંબઈ કમાવા જતા અને કમાઈને જીવનમાં વ્યવસ્થિત થતા યુવાનોને જોઈને એને પણ મુંબઈ જઈને કમાવાની ઈચ્છા થાય છે. એક યુવાન સાથે દોસ્તી બાંધીને તે નક્કી કરેલા સમય પ્રમાણે તેની સાથે મુંબઈ જાય છે. ગાંમડામાંથી પહેલીવાર બહારની દુનિયામાં આવેલો આ અક્કલમીઢો સ્ટેશનનું વાતાવરણ અને ગાડીની રચના જોઈને અને એમાં મુસાફરી કરીને આશ્ચર્યચક્તિ થાય છે. મુંબઈરહીને સારું કમાયા પછી ગામ નજીક આવે છે. પૈસા કયાં વાપરવા એ માટે એક વૃદ્ધ ડોસા પાસેથી અક્કલ લે છે. આ ડોસો એની પાસેથી થોડાક પૈસા પડાવીને વ્યવહાર આચરણને લગતી ચાર ટેવો શીખવે છે. અને એ ટેવોને યાદ રાખીને ઉપયોગ કરવાથી એનું નસીબ ઉઘડી જાય છે. તે એક રજવાડાની રાજકુંવરી સાથે પરણે છે. પણ રાજાના જમાઈ તરીકેનું અભિમાન નથી. એક સામાન્ય માણસ તરીકે રહીને એક મોટા ખેડૂતને ત્યાં મજૂરી કરી જીવનનિર્વાહ ચલાવે છે. ત્યારબાદ ખેડૂત પાસેથી સચ્ચાઈના ઈનામરૂપે અડધી જમીન મેળવે છે.

એ પોહાઆ કા નાંવ તીં કુણીભી નાંય જાણે થતાં. ઈયા પોતાભી નાંય ખબાર અતી. પસી દુહરાં તે કાકરી પૂસેહ ? અક્કેલ થોડીક ઓસી પુણ ભોળિયો બો. મોફોતમાં કામ કરી ઓફે અહો માણુંહ. ઇયા બોલવુંનો વે તે કાંઈ નાંવ તે દેવાં પડેને. ઉલેં ઓ જાણે તાં ડોબેં ચારુલાગ રનેલો તે ઘરવાળેં આણાં નાંવ પાડેલાં.

''અક્કલમીંઢો''

આણેં આય ને બાહ તે ઓ આયતોહો અતો તિયારનેં જ મરી ગોયલેં ઉલે ખાધાએ બદ્દલા માં ડોબે ચારીને મોટો વિનો. ડોબે ચારવેં પડે. પસી નિહાળી તે કાંથા જાવાય ? ઉલેં વાંચુનાં – લખુનાં આવડે નાંય.

અવેં તે બો મોટો વિગો. હાજો હમજે અહો વિગો, આણે ઉમ્મારના દુહરા પોહા તે મમ્બોય કમાવલાગ જાય. મમ્બોઈ હાજાં કમાઈને આવે તિયાર ખોપરેલ, પાવડાર ને ઢંગડેં નહેં લે આવે. પસી ગાવાંમાં ખોબ વટથી ફીરે, તિયાં નવરીહભી તરાત જડી જાય.

ઈયા વટ મારુનો વિચાર આવનો, કાયામ કામ કરુલાગ જાય અહા એક માણહા આરીં દોહતી પાયડી ને તીયા આયખાં :

''માંભી મમ્બોઈ કામ કરુલાગ લેજેની'' ગજવામાં ઉલાંબધા કા ભયરાંહ ? ''તું ઇમીં ટકળાં બન રાખીને બહીજે. બરામદેવાએ પાહે જાઉં પસી તુવાં હમાજ પડી'' ખેડૂતેં ડોહાડયે હમાજ પાયડી.

ડોહાડીતે ગાલ્યેમાં અગ્ગીજ બઠી. બરામદેવાહીં ગાલ્લી પોંચીગોઈ ઉલેં વેગ વેગ ઉતરી પન્ની, ને માનતાઓ સામાન હરખો કરું મન્ની.

ખેડૂતેંતે પાણ્યામાં ચૂનો લાયખો ને તિયાર કધો.

ડોહાડી પૂછે 'ઈ કા કરેહ ?'

ખેડૂતેં જવાબ ઓયફો ''માં આંધળો કરુલાગ માનતા રાખેહ કેમ ?''

અહો જવાબ આયકીને પેલી તે બો ઢીલી પડી ગોઈ.

ખેડૂતેંતે છૂર્યે રંઈ નિમાળા કાપી,ટાલકી કરી, ડોયેપાર ચૂનો ચોપડી નઈ ઉતારી મૂકુનો વિચાર કધેલો અતો.

પુણ માંડી વાયળો. ડોહાડીઆં મુંય એરીને બો દયા આવની, ને નાંય છૂટકેભી કધેલી – ચાકરી ઈ ફમ આવી ગોઈ. ને ખાખણી ઉતરી ગોઈ.

ને ખેડૂતેં વિચાર કધો કા ઇયે થોડાક દિહ ઇણે બાનેહતાં થવી આવેં, તાં ઈયે આય–બાહીજ હરખો ડામ પાડી.

ને ખેડૂતેંતે ડોહાડયે ગાલ્યેમાં બહાડી દેધી. બેય બયલાં વગાર વાંકે પરાણીઆ ગોધા માયરા ને ગાલ્લી હહારવાડી ધણ ખોદ્દોડી મૂયકી.

એ પોહાઆ કા નાંવ તીં કુણીભી નાંય જાણે થતાં. ઈયા પોતાભી નાંય ખબાર અતી. પસી દુહરાં તે કાકરી પૂસેહ ? અક્કેલ થોડીક ઓસી પુણ ભોળિયો બો. મોફોતમાં કામ કરી ઓફે અહો માણુંહ. ઇયા બોલવુંનો વે તે કાંઈ નાંવ તે દેવાં પડેને. ઉલેં ઓ જાણે તાં ડોબેં ચારુલાગ રનેલો તે ઘરવાળેં આણાં નાંવ પાડેલાં.

''અક્કલમીંઢો''

આણેં આય ને બાહ તે ઓ આયતોહો અતો તિયારનેં જ મરી ગોયલેં ઉલે ખાધાએ બદ્દલા માં ડોબે ચારીને મોટો વિનો. ડોબે ચારવેં પડે. પસી નિહાળી તે કાંથા જાવાય ? ઉલેં વાંચુનાં – લખુનાં આવડે નાંય.

અવેં તે બો મોટો વિગો. હાજો હમજે અહો વિગો, આણે ઉમ્મારના દુહરા પોહા તે મમ્બોય કમાવલાગ જાય. મમ્બોઈ હાજાં કમાઈને આવે તિયાર ખોપરેલ, પાવડાર ને ઢંગડેં નહેં લે આવે. પસી ગાવાંમાં ખોબ વટથી ફીરે, તિયાં નવરીહભી તરાત જડી જાય.

ઈયા વટ મારુનો વિચાર આવનો, કાયામ કામ કરુલાગ જાય અહા એક માણહા આરીં દોહતી પાયડી ને તીયા આયખાં :

''માંભી મમ્બોઈ કામ કરુલાગ લેજેની'' પેલો માણુંહ આખે ''હાજાં, લે જાંય પુણ ઈમી નાંય, દિવાળી ખાઈને પસી જાંઉ, બેચાર મઇના ખૂબ કમાઈને પસી ઓળયે પાર આવું''

પેલો લે જાવલાગ તિયાર વીનો પસીતે અક્કલમીંઢાઆ દિહનાંય નિંધે. દિવાળીજ નાંય વેગ આવેતી ! ને દિવાળી આવી ગોઈ. નવાં વરીહભી ગોવાં, અક્કલમીંઢા અવેં ગાંવામાં જરા ગમે નાંય ઉલામાં એકદ્દીહ પેલા દોસ્તારેં મમ્બોઈ જાવની વાત આયખી,તિયાર રંઉ આયખાં, અકકલમીંઢો તે તિયારીજ અતો. પેલા આરીં ઘરથી નીંઘનો.

પેલો માણુંહ તે અક્કલમીઢાં રેલવેલે એ ટેસાને લે ગો. ટિકીટી લેધ્યા. ઇં બધાં અકકલમીઢો એર્યા કરે. પસી પલેટફારમ પાર ગુવા, અકકલમીંઢા રેલવેલીઆ પાટા એયરા, પાટા એરીને શંકા જાગની કા ઈ મમ્બોઈ જાવની વાટ કા ? ઉલેં પેલા પૂસી એયરાં.

''આપડે ગાવાંમાં તે ગાલ્લાં નીધીજાય ઉલી મોટી હયરી, ને મમ્બોઈ

જાવની વાટ એક વેંતિજ પોળી ! અહે વાટે ગાડી કાંકરી ચાલે ?''

પેલેં હમજાયવો '' તું ગાડી આવે તિયાર હાજાં એરી લે તુવાં ખબાર પડી. ધાહિયાઈ ગંજી હળગે ને ધુવાડો નીંધે તુલો ધુવાડો કાઢેત ગાડી આવી, ને પાછાળ તે ડબ્બા જ ડબ્બા !''

અક્કલમીંઢા તે પેલો ઠગે અહાં લાગનાં. તુલામાં તે ગાડી આવુની અતી ઉલેં ટેસાનમાસ્તરેં ઘંટો વાજવો.

અકકલમીઢે પૂયછાં '' આં નિહાળતે નાંય મેળે, તે ઘંટો કજે ઠોયકો ?

આણો દોસ્તાર આખે ''તું વેગ ચાલ. અવેં ગાડી આવુની''

અક્કલમીંઢો તિયાર અહાં વિનાં કા ગાડી આવુની તી ઈયા કાથી ખબાર પડી ગોઈ ?

ગાડી આવી રની. અક્કલમીઢો તે એરતો જ રયગો. ગાડી તે એક ગાંવા ઉલી લાંબી ! પસી ડબ્બામાં જાયને એયરાં.

પસી આખે ''ઘર તે મુડનેલાં ખાટલાં ભી નાંય, ને ચીરાયલે ઝીવરાએં ફાફેં, ને આંતે હુવલાગ મોટા બાકડા ! ગાંવામાં તે હગુમુતુલાગ ખેતરામાં જાવાં પડે. ને આંતે બધાંજ ડબ્બામાં, ગાવાંમાં તે એક બીડી લેવલાગ આધે જાવાં પડે, આંતે દુકાનવાળાઈ લાઈન ! બધા જાત જાતનાં વેચે. – પઈહાજ જોયે.

અહાં બધાં એરીને અકકલમીંઢો આખે ''આં તે ડબ્બો એરીનેજ પયહા વસુલ, ગાડીએમાં બહુનાં તે ફોકોટમાં જ પડે ''

ઇયા તે ગાડયેમાં બહુની મઝા આવની. મંમ્બોઈ પોંચી ગો. તાં કામેં જોરમાં અતેં, અકકલમીંઠા બિગાર્યાઆં કામ જડનાં, હાજો કમાયનો – પૂરા આંઠ વીહા.

ઓળી પાહીજ અતી. અકકલમીંઢો ઘર આવુલાગ નીંઘનો. ગાડયેમાં બહી ઘરાએ પાહેઆં રેલવેલ ટેસને ઉતારનો. થોડેક હુઘી બસમાં બહીને ગો. પસી બસમાંથાં ઉતરીને ઘરા ધણ ચાલી મૂયકાં.

આણે ગજવામાં પયહા ઘણા અતા, તે કહીક રીતે ખરચુના, તી જાણુલાગ એકધાએ પાહેથી અક્કેલ વેચાતી લેવનાં વિચાયરાં. ને વાટે એક ડોહો માણુંહ મીળીભી ગો.

''બાલા....! રામ...રામ... '' અકકલમીંઠે આયખા. પેલે ડોહે માણહેં ભી રામ રામ કધાં ને પૂયછાં, બાપા, કાંરા ફીરી આવનોહ ?

અકકલમીંઢો આખે ''બાલા, મે તે મમ્બોઈ પયહા કમાવલાગ ગોયલો તાથો

આવનો. પુણબાલા પયહા કાં ખરચુના ને હાજાં જીવુલાગ કા કરવાં પડે તી અકકેલ દેખાડની.''

ડોહો આખે.''અક્કેલ તે દેખાડેં, પુણ અક્કેલ કાંય ફોકોટમાં નાંય જડે, અકકેલ ઓફૂના પયહા લાગે, એક અકકેલના વીહ રૂપિયા દેવનોહ વેહ તે અક્કેલ



દેખાડેં, નાંય ફાવે તે જે, રામ...રામ...''

બાલામાં કાંય વાંધો નાંય, પયહા દેં, પુણ હાજજી અકકેલ દેખાડ !

ડોહેં હમાજ પાડું માંયડી ને આયખાં, તું હરખાં આયાક,

''આપડે કણીંભી જાવલાગ નીઘું, કા પસી ઘર આવું થુંવ તિયાર વાટેમાં મેદાન નડે થુવે તે હિધા આથે ચાલુનાં''

પેલ્લી અકેકલીયા વીહ રૂપિયા દે. અકકલમીંઢે તે ગજવામાંથા પાકીટ કાયઢાં ને વીહ રૂપિયા ઓફી દેધા.

''બાલા, દુહરી અકકેલ દેખાડનીં'' અકકલમીંઢે પાસાં પૂયસાં.

ડોહો આખે ''આયાક તે પસીᴕᴕ

''આપડે પરગાંવ કામ કરુલાગ ગોયલા વીંવ ને પાસા ઘર આવું થુઉં તિયાર વાટેમાં જો નય આવે, ને અંઘળુનાં મન વેતે ઓવારે કોઈ દીહ ભી નાંય અંઘળુનાં, દુહરી જાગે અંઘળુનાᴕᴕ

દુહરી અક્કેલીયા દેલાખ વીહ રૂપિયા.

અકકલમીંઢે આઝું દૂહરી અક્કેલીએ હારૂ પૂયસાં. ડોહેં હમાજ પાયડી ''અજાણાયેતાં રાત રવનાં વે તે પેલી રાતીહનાં કોઈ દીહભી નાંય હુવનાં''

ને ડોહેં વીહ રૂપિયા લે લેધા. અકકલમીંઢો પૂછે ''બાલા ! બસ ઉલાંજ કા ?'' ''અહાં તે બો બધાં, પુણ તુણે પાહેં પયહા ઘટી જાય. પુણ સેલ્લી અકકેલ મોફોતમાં આયાક, ''આપડે બો ગરીબ વીંવ ને પસી પયહાવાળા વી જાંવ, મોટા માણુંહ આખાંઉ, તિયાર જરાપુણ ભમરી નાંય રાખુનીᴕᴕ

ડોહો આખે, ''અવેં માણી વાત પુરી વીની બધી હરખી ફમ રાખીહ તે સુખી વીહ.''

અકકલમીંઢે ડોહાયે પાહેથી રજા લેધી, રામ રામ કધાં, પસી ઘરને વાટે પડનો.

ઘરાઘણ જાતાં એક ઘાહિયાયાં મેદાન આવનાં, મેદાનામાં જાંનેતાં ડંભરા બો. અકકલમીંઢેં તે ડોહેં આખેલાં તહાં કધાં.

મેદાનામાં અકકેલમીંઢે હાંભે એક માણહા આવેત એયરો. પેલો માણુંહ તે મેદાનામાં આત ઇલવેત ગમે તહો ચાલે થતો. તુલામાં તે માણહાઓ આત બોરીએ ડાળખે લાગનો, માણુંહ તાંજ ઉભો રઈ ગો.

અકકેલમીંઢે પેલે માણહા પૂયછાં ''કા વિના રા, ! ?'' પેલો આખે ''દેખાય

કા નાંય ? માણે આથામાં બોરીઆ કાંટા બહી ગુવા. ને માણો આત લોંયાસાટ ! ને પૂછેહ કા વીનાં.''

અકકેલમીંઢો તે અકકેલ પરમાણે મેદ્દાન પુરાં વીનાં તાં હુધી હિધા રહતે ચાલનો ને એક નઈએ હેડે આવી ગો. અંધળુનાં આઝું બાકી અતાં, મમ્બોઈથો લોકોલમાં બઠેલો, પસી બસમાં બહી ગાવાંએ પાહેં આવી રનો ઉલેં અંગળુનો વખાતીજ નાંય જડનેલો.

ઇયા વિચાર આવનો નયીમાં અંગળીનેજ જાંય, એક ઓવારે ઘણે માણહેં અંઘળે થતેં, તાં અંઘળે અહાં વિનાં, પુણ ડોહાઈ વાત યાદ આવી ગોઈ ને દુહરે જાગે અંગળુલાગ ગો.

તાં એક જાગે દંગડેં હરખેં થયવેં ને હરખો અંઘાળનો, પસી ઘર ગો. ઘર જાયને એરે તે પયહાયાં પાકીટ જાતિરનેલાં, ચારપાંચ મઇનાઈ કમાણી ! ઓતે પાકીટ હોધેત હોધેત પાસો આવનો. આઝું ઓવારાહીં તે ઘણેં માણહેં અતેં, પુણ ઓ જાં અંઘાળનેલો તાં જાયને એયરાં તે પાકીટ જડી ગુંવા.

અક્કલમીંઢાતે દુહરા પયહા ખરચી અકકેલ લેવનાં મન વી ગુવાં.

અક્કેલમીંઢો જે રાજાએ નગારામાં રઈ થતો તે રાજાએ એક પોહી અતી. પોહી તે રાજાઈ પુણ દુઃખી ! તીણે બોકામાં ગટાહડો ભરાયલો અતો. રાજાઆ નોકોર તે પોહીઈ ચાકરી કરે થતા, પુણ જોભી નોકોર રાતીહનાં ચાકરી કરે તો હવારમાં તે મરી જાય થતો. ઉલેં રાતીહનાં પોહીઈ ચાકરી કરુલાગ કુણીં તિયાર નાંય અતાં ઉલેં રાજેં હુકામ કાયઢો કા દરેક ગાંવામાંથા વારાફરતી એક એક માણહાએ પોહીઈ ચાકરી કરુલાગ આવુનાં. ગાવાંમાથો જોભી માણુહ ચાકરી – કરુલાગ આવું મન્નો, તીયા લોકીં જાત એયરો પુણ પાસો આવેત નાંય.

એકદીહ અકકેલમીંઢાઓ વારો આવી ગો.

ગાંવામાંના કાઠયેં કુણા દવાડવો તીં ગોઠવી એયરાં. મોટાભાગના પોહા કાઠયાઆરીં હાજાં રાખવાવાળાઆ બચનેલા, માઠેં કાઠયેં તિયાં નાંય દવડા, પુણ એગ્ધેં યાદ કરી ઓયફાં કા અકકેલ– મીંઢો મમ્બોઈથો આવનેલો આયે, કાઠયાતે માણુંહ જડીગો. બો મેનાત નાંય પન્ની... એક માણહા દવડીને અક્કેલમીંઠા હાયદ્દો ને આયખાં કા આજ તુણે રાજાએ પોહીએ ચાકર્યેમાં જાવાં પડી.

અકકેલમીંઢો તે ખુશ વેતવેત રાજાએ મેલાધણ નીંધનો. રાત પડે તે પેલાં તે પોહીઈ ચાકરી કરું મંન્નો. રાતીહનાં પોહીયે તે જરાક ખાધાનેં હુઈ ગોઈ.

અક્કેલમીંઢોભી ઝુકું મન્નો. પુણ હુતો નાંય. ઈયાતે ડોહેં દેખાડેલી અકકેલ બરાબર યાદઅતી. જાગતોજ બહીરનો.

અધ્ધી રાતીહનો પોહીએ બોકામાંથો ગડાહડો નીંધનો ને અકકેલમીંઢાઘણ ફેણરાખીને – ચાવુલાગ આવનો.

અકકલમીંઢો ટીટાયનો ને ગાભરાયલોહો બોલનો, '' અવેં તે મેં મરુનો ! હાંભો ગડાહડો ! બેય ધણતાં મરુનાંજ, પળી જાય તે રાજા મારે ને નાંય પળે તે ગડાહડો !''

ઈયા તે અવેં કા કરુનાં તી કાંય હમાજ નાંય પડની. ગાભરાયલો અતો ને ગડાહડો જરા પાંહે આવનો ઉલે ડોકો ચપટી ઘયરો. ગડાહડો આથામાં ગોવાયગો. ઉલેં અકકેલમીંઢે તે કદ્દેથી સુરી કાયઢીને ગડાહડાઓ ડોકો કાપી લાયખો. ગડાહડાઆ બે ટુકડા વી ગુવા.

રાજાઈ પોહી મરાખે જાગની. તિયાર અકકેલમીંઢો આખે, બાઈ તુંણા દુઃખ અવેં પુરાં, મેં ગડાહડા કાપી લાયખો આયેં. અહાં આખીને કાપેલો ગડાહડો દેખાયડો. પોહીયેભી અવેં હાજા – લાગનાં. પોહીતે ખુશ વી ગોઈ ને પૂયછાં ''ઓ ગડાહડો કાકરી માયરોહ ?''

એકદ્દીહ અકકેલમીંઢાઓ વારો આવી ગો.

ગાંવામાંના કાઠયેં કુણા દવાડવો તીં ગોઠવી એયરાં. મોટાભાગના પોહા કાઠયાઆરીં હાજાં રાખવાવાળાઆ બચનેલા, માઠેં કાઠયેં તિયાં નાંય દવડા, પુણ એગ્ધેં યાદ કરી ઓયફાં કા અકકેલ– મીંઢો મમ્બોઈથો આવનેલો આયે, કાઠયાતે માણુંહ જડીગો. બો મેનાત નાંય પન્ની... એક માણહા દવડીને અક્કેલમીંઠા હાયદ્દો ને આયખાં કા આજ તુણે રાજાએ પોહીએ ચાકર્યેમાં જાવાં પડી.

અકકેલમીંઢો તે ખુશ વેતવેત રાજાએ મેલાઘણ નીંધનો. રાત પડે તે પેલાં તે પોહીઈ ચાકરી કરું મંન્નો. રાતીહનાં પોહીયે તે જરાક ખાધાનેં હુઈ ગોઈ. અક્કેલમીંઢોભી ઝુકું મન્નો. પુણ હુતો નાંય. ઈયાતે ડોહેં દેખાડેલી અકકેલ બરાબર યાદઅતી. જાગતોજ બહીરનો.

અધ્ધી રાતીહનો પોહીએ બોકામાંથો ગડાહડો નીંધનો ને અકકેલમીંઢાઘણ ફેણરાખીને – ચાવુલાગ આવનો.

અકકલમીંઢો ટીટાયનો ને ગાભરાયલોહો બોલનો, ''અવેં તે મેં મરુનો ! હાંભો ગડાહડો ! બેય ધણતાં મરુનાંજ, પળી જાય તે રાજા મારે ને નાંય પળે તે

ગડાહડો!''

ઈયા તે અવેં કા કરુનાં તી કાંય હમાજ નાંય પડની. ગાભરાયલો અતો ને ગડાહડો જરા પાંહે આવનો ઉલે ડોકો ચપટી ઘયરો. ગડાહડો આથામાં ગોવાયગો. ઉલેં અકકેલમીંઢે તે કદ્દેથી સુરી કાયઢીને ગડાહડાઓ ડોકો કાપી લાયખો. ગડાહડાઆ બે ટુકડા વી ગુવા.

રાજાઈ પોહી મરાખે જાગની. તિયાર અકકેલમીંઢો આખે, બાઈ તુંણા દુઃખ અવેં પુરાં, મેં ગડાહડા કાપી લાયખો આયેં. અહાં આખીને કાપેલો ગડાહડો દેખાયડો. પોહીયેભી અવેં હાજા – લાગનાં. પોહીતે ખુશ વી ગોઈ ને પૂયછાં ''ઓ ગડાહડો કાકરી માયરોહ ?''

અકકેલમીંઢો આખે ''એક ડોહાએ પાંહેથી અક્કેલ વીહ રૂપિયામાં લેઘેલી ઉલેં ઈયા માયરો''

હવારે રાજાને રાણી આવનેં, એરે તે પોહી હાજી વી ગોયલી, બેય જણેં અકકેલમીંઢા પાર બો ખુશ વીનેં. રાજાએ પોહીએ તે અકકેલમીંઢો બો ગમી ગો. ને અડી કરીને બઠી કા પન્નાંય તે – ઈયા આરીંજ!

રાજા વેવાવાળી વાત ખબાર પડી ગોઈ, ઉલેં અકકેલમીંઢા હાદ્દીને હમજાયવો કા ઈતે રાજાઈ પોહી આખાય, ઈણાં વેવા તે રાજાએ પોહા આરીંજ વે.

અકકેલમીઢો તે રાજા હમજાવે તે પેલાંજ હમજી ગોયલો અતો ઉલેં એણેભી આણે ઘણતી તે ના જ પાડી દેઘી. ને ઘર જાવલાગ નીંઘનો, રાજેં તે બો બધાં ઈનામ ઓફૂં કધાં પુણ અકકેલમીંઢે કાંઈ નાંય લેઘાં.

માં બચાવવાવાળો પોહો તે તાણે ઘર ગો, અહી વાત રાજાએ પોહીએ જાયણી તિયાર પોહીએ તે બો તોફાન કધાં, રાજા–રાણીએ વિચાર કધો જહાં ઈણાં નસીબ! ને અકકલમીંઢા પાસો હાયદ્દો ને પન્નાવલાગ પટાવી પાયડો ને વેવાભી વી ગુવા.

બેક દીહ મેલમાં રનોને અકકલમીંઢો કંટાળાયનો. ઈયાતે ગાંવ યાદ આવું મન્નાં. એણે તે રાજેએ પાંહેથી ઘર જાવલાગ રજા માંયગી. રાજેં તે તરાત દવડો. પુણ પોહી નાંય માને, તીભી આરીં જાવલાગ તીયાર વી ગોઈ. અક્કેલમીંઢે હમજાવી એયરી કા તું તે મેલમાં રવાવાળી, તુંવા ઝૂંફ્ડામાં કાકરી ફાવી, પુણ પોહી નાંય માન્ની. આરીંજ ગોઈ.

રાજાઓ જવાંય ઉલેં બો મોટો માણુંહ આખાય. પુણ અકકેલમીંઢો ડોહાઈ

વાત વિહરાયલો નાંય ઉલેં કુણાંભી અહી ખબાર નાંય પડું દેઘી કા જી ડોહાડી લાવનો આયેં તી રાજાઈ પોહી આયે.

પાસેં બેય જણેં દુહરે માણહા જહાંજ જીવે. એક ખેડૂતાયેતાં મજૂર્યે જાય. ને મોટાયતે હોધેલી નાંય જડે. એકદીહ રાજાઈ પોહી કામે નાંય ગોઈ. બોપોર વિનો ખાવનો વખાત વીનો અકકેલમીંઢો તે – ભૂખાયલોજ બઠેલો, તીં એરીને ખેડૂતેં પૂયસાં ''અકકલમીંઢા, કજે આજ ખાવનાં નાંય લાવનેલોહ કા ? ''

અકકેલમીંઢો આખે ''માણાં ખાવનાં તે રાણી લાવી.''

અહાં આયકીને ખેડૂતતે ખૂબ અહનોને શરાત માયરી.

''તુણે હારું ખાવના જો રાણી લાવે તે માણી અધ્ધી ભૂંય તુણી. પુણ જુઠા જો બોલેહ થુઈતે તુણે બેય જણાંએ માણે ખેતરામાં ખાધાએ બદલામાં રુળુનાં, બોલ , ફાવી કા ?''

અકકેલમીંઢો આખે, હાંજા, ને રાણી ખાવનાં લેને આવી ગોઈ.

તિયાર ખેડૂતેં પૂયછાં ''રાણી કેધે ? ઇતે રોજવાળી આવની ! '' તિયાર રાજાએ પોહીએ તે કુણાં પુણ નાંય આખુંની સરાતે પેલા ખેડૂતા હાચી ઓળખાણ દેખાયડી.

ખેડૂતેંભી ખાનગ્યેમાં તપાહ કધી તે વાત હાચી નીંધની, ખેડૂત ઢીલો વી ગો. ખેડૂતા તે અહો વિચાર આવનો કા ઈંતે રાજેએ પોહયેપાર કામ કરવાયડાં ઉલેં રાજાઓ ગુનેગાર.

પુણ ઇંયા તે હાદ્દાં જીવુની બો મઝા આવે થતી ઉલેં ખેડૂતાએ હારૂં કાંયભી ફરિયાદ – નાંય કધી. પુણ ખેડૂતેં તે સરાત પાયળી. ખુશ વિને અકકેલમીંઢા અધ્ધી ભૂંય ઓફી દેઘી.ર્ત

# અતી અતી અતી



**ગુજરાતી કથાસાર**

જંગલમાં એક વૃદ્ધ શિયાળના વડપણ હેઠળ યોજાયેલી શિયાળોની સભામાં અન્ય પ્રાણીઓને ભગત થયેલા જોઈને આખીએ જમાત સમક્ષ ભગત થવાનો ઠરાવ જાહેર થાય છે. તે પછી શિયાળોની આખીયે જમાત ભગવાન પાસે ભગત થવાની રીતભાત સમજવા આવે છે. ભગવાન એમને સમજાવે છે. પરંતુ તેઓની કસોટીરૂપે ભગવાને ઊભી કરેલી મરેલી ગાયને ખાવા માટે શિયાળની જમાતના નેતા ઉપરાંત બધાનાં મન લલચાય છે. ભગવાન તેઓની ખાવા માટેની લાલચુ વૃત્તિને જાણીને ગાયને અદ્રશ્ય કરે છે. અને બધાં શિયાળ ઉતી ઉતી ઉતી (હતી હતી હતી) કરતાં રહી જાય છે.

એક બો.... મોટાં રાન અતાં. તે રાનામાં ઘણે જાતનેં ચીડેં ને જાનવરેં રઈ થતેં. એકઘીં દુહરા મારીને ખાય, તે કુણીં ફળેને ફૂલેં ખાય ને કુંણી ઝાડવાઆ કાંદ્દા ખાય. બધાંએ મઝા બો – મઝા!.

એ રાનામાં કોલાભી બો ઘણા રઈ થતા. કોલાએ રાવણાઆ હેટેં એકદ્દીહ બધે કોલાં એકજાગે હાયદ્દા. બધેં કામેં અહેંજ થવી કોલેં તે ધામદ્દેત ધામદ્દેત પોંચી ગુવેં. બધેં એકદ્દૂહરા પૂછું મંડને કા – આજ આપડે હેટેં કજે હાદ્દી પાયડા ?

જરાકવારમાં કોલાંઆં આખાં રાવણાં ભેગાં વી ગુવાં. ઉલેં હેટેં ભાષાણ ચાલુ કધાં, '' દ્દાદ્દા ને બાયાં... નાંય હમાજ પડની ? ઇતે મેં માણહાઈ ભાષા બોલનો; ચાલા, તાણે કત્તાં – આપડી ભાષામાં આખે ''

''આં આવનેલા બધા કોલા ને કોલ્યા ! મેં જી કાંય આખેં તીં હરખાં આયકા. ''

આપડે રાનામાં એકદ્દીહ ખડીયેં ઢાંઢા બયલા મારી લાખેલો, ખડીયેં ખાવાય ઉલાં ખાધેલાં, પસી બચનેલાં તેમાં આપડે કુલીક મઝા કધેલી ? બેકદ્દિહ પેલાંઈ વાત પુણ તુંમા યાદ્દીજ વી. ખૂબ ઘણેં બોકડેં ગાંવામાંથેં રાનામાં આવી રનેંલેં. તિયાર તુમી ભી ખડીયાઆરીં ખાઈ ખાયને કુલાક ઢેકાર મારેલા !

પુણ બલને બોકડી મરતાં મરતાં કા આખી ગોયલેં તીં તુમીં વીહરાય તે નાંય ગોયલેંહ ને ? તીયેં તે અહાં આખે થતેં, ''અવેં તે માણુંહ ભી સુધરી ગો, બધા ભગાત વેત ચાલના. માણહેં – જાનવરાં ને ચીડાં મારુનાં બન કધાં. ઈયાં હાચવુલાગ તે કાયદ્દા બનાયવા. ને આંતે નાતીજ નાતે ખાય.'' માં તે તાણી અહી વાત આયકીને બો ભૂંડા વીનાં. માણુંહતે પોતાઈ જો વાત આવની તે ભાવાહભી ગળાં ડાબી ભોહળાવે ઉલો ભૂંડો, અહો ભૂંડો માણુંહભી જો ભગાત બને તે આપડે કજે નાંય ? ડોબ્યા ભેંહડે ને ગધેડેં ને બોકડેં તે કીયારને ભગાત બની ગોઈલેં ઉલેં તે માણુંહ, તીયાં કાંય નાંય કરે. આપડામાં કુણ અહો આયે જીયેં આજહુધીમાં ખેતરામાં માર નાંય ખાધેલો વે ?

ઉલેં આપડે પુણ અવેં ભગાત બનુંનાં આયે. કુણાં કાંય વાંધો વે તે આખા. આઝું ટાયામ હોજો, વિચારી લેયા.

બધેં કોલેં વિચારું મંડને, એક બે જુવાન કોલીં તે નક્કી કરી લેધાં, બધાએ વચ્ચે ભગાત બનુનાં, પુણ માણુંહ કરે તહાં લાગ જડે તિયાર સોડુનાં નાંય. ઢાંઢા કોલા તે હમજી ગુવા, ને નક્કી કધાં, આજ હુધી તે બધાંયાં બોટેલાં બો ખાંધા, પુણ

અવેં નાંય, ચીભડાએ વાડયેમાં ભી નાંય જાવનાં,ચોરી આખાય. માણુહ ભગાત ખરો પુણ આપાં ગમે તિયાર ઝોડી લાખે. આપડે માણહા જહા ભગાત નાંય બનુનાં. રાનામાં જી જડે તીં ખાયને જીવું. જુવાન કોલીં કાંય નાંય આયખાં. ભગાત બનુલાગ નાંય નાંયછૂટકે તિયાર વીના. બધાંઈજ એક હૂજ ઉલેં ભગાત બનુનાં નક્કી વી ગુવાં.

કોલ્યા બો ખુશ વી ગોઈયા. માટીડા બધા ભગાત ને આપડે બધ્યા ભગતાણીયા. કોલા દુહરાં બો એરાન કરે થતા તીં બધાં અવેં મીટી જાવનાં.

બધા તિયાર અતા. પુણ ભગાત બનુની વિધી કુણી જાણે નાંય, ઉલેં પૂછવાં કુણાં, બધા વિચારમાં પડી ગુવાં.

તિયાર કોલાંઓ હેટ આખે, '' ચિંતા રખે કરા, ચાલા એરેંહ !

ભગવાના જાયને પૂસીં એરું. ''

તિયાર જુવાન કોલા બોલી પડના. ''હેટ, ઈમીંજ જો આપડે ભગવાનાએ પાહેં જાય રવના તે ભગાત બનુની જરૂર ખરી કા ?'' હેટ આખે '' તુમાં હમાજ નાંય પડે, આપડે તે રાનામાં ભગવાના મીળીને વાત કરુની આયે.''

'' હાં.... ઈ વાત બરાબર, '' જુવાન કોલા બોલી પડના.

બધેં કોલેં રાનામાં ભટકું મંડને. એકહામટેં કોલાં એરીને દુહરેં જનાવરેં તે વિચાર કરતેં વી ગુવેં. કોલેં આખો દિહ ફિરને તિયાર પાસલીવેળણાહ એક ઝાડાએ નીચે ભગવાન મીળી ગો. બધેં કોલેં ભગવાનાએ હામે બઠેં.

ભગવાને પૂયસાં ''કજે આવવાં પડનાં ?''

કોલાએ હેટેં જવાબ ઓયફો '' ભગવાન ! અવેં તે બધાજ ભગાત બનું મંડના. ઉલેં આમું પુણ બનુના''

ભગવાને આયખાં, ''ઈ ભૂંયે પાર તે બો માણહેં, ને બધેં માણહેં અહાં માને કા મેં તે ભગાત, પુણ હાચા ભગાત કુલાક ? તીંતે મેં જાણેં. બાકી માણુહ તે લાગઆવે તે ડોહાડયેભી વેચી ખાય અહા ભગાત. ઉલેં હરખાં વિચારીને ભગાત બનઝાહ.''

બધેં કોલેં બોલીપડનેં, અહાં બધાં વિચારીને જ તે આમું ભગાત બનુલાગ નીંધના. આજથી ભૂંડા કામ સોડી દેવના.

ભગવાને આયખાં, ''તુંમી આજથા ભગાત, મેં લખી લેધાં ''

બધે કોલેં ભગવાના પાંયે પડને ને વાટે પડને, બધાં હોહોને ઘર જાવની ઉતાવળ અતી. કોલેં ચાલતેં ચાલતેં એક મેદાનામાં આવને. તિયાર ભગવાના વિચાર આવનો. લાવની જીરીક આણોભી સુમાર એરેં.

ભગવાને તે મોટ્ટી મન્નેલી ડોબી બનાયવી ને કોલાંએ વાટેમાં લાયખી. બધેં કોલેં મન્નેલી ડોબ્યે પાહેં આવી ગુવેં ઉલીહાજી ડોબી અહાં કરીને કોલાંએ મુવામાં પાણી સૂટનાં. ઢાંઢા કોલાંભી મન્નેલી ડોબ્યે ફેરથા ફીરું મન્ના. ને એક દૂહરાં આખે. ''કારા મઝા!''

પુણ આપડે તે ભગાત! ડોબી એરીને હેટાઓ વિચાર ભી બદ્લાયનો. ઈયાં તે અહાં વિનાં કા ''એકદ્દિહ પૂરતા ભગાત! નાંય બન્નેલા વીતા તે ?'' હેટેં વિચાર



ફેરવી લાયખો. હેટાભી અહાં વિનાં કા એકદિહ જો ભગાત નાંય બનનેલા વિતાતે હાજાં પડતાં. ને હેટેંતે જુવાન કોલાં ભગવાનાએ પાંહે જાવલાગ તીયાર કધા, ને ડોહા કોલાં ડોબી હાચવુનાં કામ હોંયફાં. હેટતે દુહરે કોલાંઆરીં ભગવાનાએ પાંહે પાસો ગો.

ભગવાને પૂયસાં ''પાસા કજેરા આવનાહ ?'' હેટેં આયખાં; ભગવાન ! આમું તે હવારથા ચુંબાયલાજ, કાંયભી ખાધેલાં નાય, ઇ વાતતે તુંવા આખુની



વિહરાય ગોયલા. ભગવાન ! આજતે આમાં બો ભૂખ લાગનેલી આયે, ઉલેં પેટ ભરીને ખાવના, બસ, પસી નાંય ખાંઉ.

ભગવાન આખે ''તુમીંતે માણુંહ જહાજ, ફીરીજાતાં વાર નાંય લાગે, માં તે અહાં કા જનાવરેં માણહા કરતાં હાજેં, પુણ તુમીંભી તહાજ નીંધનાહ. કાંય વાંધો નાંય, આજનો દિહ પુરતા ભગાત રખે બના, માણી રજા આયે, જા જાયને ખાધડીપીધડી કરા. આજનો દિહ તુમણે મનમાં આવે તહાં

કરાહ્ઠ્ઠ

જુવાન કોલીંતે મન્નેલી ડોબી અતી તેધે ફાળ મૂયકી. મેં બાકી રઈજાંય અહાં કરીને હેંટેંભી ધામ મૂયકી. જુવાન કોલાતે આવીને ડોહાં પૂયસાવગર ડોબ્યે બોહકુલાગ હોધું મન્ના. ને ડોહાં પૂયસાં, ''ડોબી કેધે આયે ?''

ડોહા કોલા આખે, આંજ તે અતી, પુણ કાં જાતીરની તી ? બધીંજ એધેતેધે ધામધી ધામધીને ડોબી હોધી એયરી, પુણ મેળનાંય પડનો. આખોદિહનાં ભંગનેલા ને ભૂખાયલા કોલા બો નારાજ વી ગુવા.

હોધતાં હોધતાં એક કોલો ભૂંકી ઉઠનો.

''ઉતી... ઉતી.... ઉતી....''

તીં આયકીને બધ્ધા કોલા ભૂંકી ઉઠના....

''ઉ...તી..., ઉ....તી...., ઉતી...''

# અણનાચ તે પોર

## ગુજરાતી કથાસાર

નેમાલનાં લગ્ન થાય છે. પણ ગરીબાઈ એટલી બધી કે પત્ની સાથે બંનેનું ભરણપોષણ થઈ શકે એવું નથી. એટલે હોળી પર આવવાનું વચન આપી નેમાલ મુંબઈ કમાણી કરવા જાય છે. હોળી નજીક આવી રહી છે. નેમાલની પત્ની રોજ રાહ જુએ છે. નેમાલ આવશે તો જલ્દીથી સામે મળવા માટે છાણાં વીણવાના બહાને મેદાનમાં જાય છે અને હોળી વખતે નેમાલ આવે છે. બંને મેદાનમાં મળે છે. બંને તરસ્યાં છે. ઝબલી પાસે એક લોટો પાણી છે. તું પી તું પી કરતાં કરતાં બન્ને મૃત્યું પામે છે. બીજા જન્મે બંને વાંદરો વાંદરીના અવતારમાં ભેગાં થાય છે. એક વાવ પાસે રહે છે. ત્યાં આકાશવાણી સંભળાય છે કે પૂનમની રાતે જે વાવમાં કૂદકો મારે તે માણસ બને. વાંદરાને શંકા જાય છે પણ વાંદરી ખૂદકો મારે છે અને સુંદરરૂપાળી સ્ત્રી બની જાય છે. તેને એક રાજા રાણી બનાવવા લઈ જાય છે. સાથે વાંદરો પણ જાય છે. દિવસ રાત રાણીની ચોકી કરતો વાંદરો રાજાને હેરાન પરેશાન કરી મૂકે છે. રાજા વાંદરાથી કંટાળે છે અને એક મદારીને આપી દે છે. રાણી થોડા દિવસ રડી, પછી વાંદરાને ભૂલી ગઈ. મદારી વાંદરાને મારી ફટકારીને બધા ખેલ શીખવે છે. ઘણાં વર્ષ પછી ફરતો ફરતો મદારી ખેલ બતાવવા રાજદરબારમાં આવે છે. ઝરૂખામાં બેઠી બેઠી રાણી વાંદરાને ઓળખી કાઢે છે. વાંદરા ની નજર રાણી પર પડી, બંનેની નજર મળી અને વાંદરો મદારીના હાથમાંથી છટકી ઝરૂખા તરફ કૂદકો મારે છે. કૂદકા મારવાનું ભૂલેલો વાંદરો સાતમા માળ સુધી પહોંચી શકતો નથી, અડધે પહોંચતાં જ નીચે પડે છે. અને મૃત્યું પામે છે. રાણી પણ ઝરૂખામાંથી નીચે પડે છે અને મૃત્યું પામે છે. બન્નેનો ત્રીજો અવતાર પણ વાંદરા વાંદરીનો જ છે.

નાંય છૂટકે નેમાલેં મમ્બોઈ જાવનાં નક્કી કરીજ લાયખાં. તાણાં કારાણ એકીજ અતાં – આણો ઝૂંફ્ડો .... !

ઝૂંફ્ડાએ બેળ્યેં ઉલેં બધે જૂનેં અતેં કા ઉધાઈએ કાંય બાકી નાંય રાખેલાં ઉલેં ઝૂંફ્ડા – ભાગડાંવળીને પૂસે,

''કીયાર પડેં ? ઇમીં પડેં કા પસી પડેં ?''

મંમ્બોઈ નાંય જાંઉ કરાય તાણાં કારાણ અતાં .... ભલે રવલાગ ઝૂંફ્ડાં વે. પુણ તેમાં નવી નવરીહ લાવીને થવી દેધેલી. ઘરમાં તે ઉંદ્દરે ભૂખે મરે અહી દશા ! ભાતાયો દાણો હોધેલો નાંય જડે. ખાવનાં રોજ લાવે ને રોજ ખાય, ને ખાવનાં લેવલાગ પયહા નાંય વે તે અપ્પાહ !

પુણ ઓ પન્નાયનો બો જલ્સાથી, ઉલેં દેવાં બો કરી લાખેલાં, લોકાંએ તે કા ? નેમાલાએ વેવામાં ખાધાંપીધાં, પસી ઢેકાર મારેત મારેત, પેટામાં અતાં ઉલીવાર વખાણેત વખાણેત ઘર ગુવા.

ને દહઅજારનાં દેવા નેમાલાએ ડોયે પાર ચઢનાં. એખલાએ હારૂં તે ઓ ગમેતહાં કરે થતો, પુણ અવેં તે બે જણેં ઉલેં પયહાઈ ખેંચ પડું લાગની. – બાર હાંધે તાં તેર તૂટે અહી નેમાલાઈ દશા ! આણે ઘર હાવકારાઆ આંટાફેરા વધી ગુવા. બધા – બીવાડી બીવાડી પયહા માંગુ મન્ના.

ડોહાડયે ભગવાનાએ ભરોસે ઝૂંફ્ડામાં એખલી થવી નેમાલા મંમ્બોઈ પયહા કમાવલાગ જાવાં પડનાં.

નેમાલ મંમ્બોઈ ગુવોને બો ઘણા દીહ વી ગુવા. નેમાલા વગાર પેલ્યે તે ઝૂફ્ડામાં એખલાં – લાગે ને જરાપુણ નાંય ગમે. ને પાસી નેમાલાઈ કાંય ખબારભી નાંય આવની, ગરીબાઈ ભેગાં દેવાં ઉલેં કા જહાં કરે ? ગમ્મે તિયાર તે હાજા દિહ એરૂં અહાં વિચારી રોઝનાંહ કાગળા ઈ વાટ એરે. ટપાલી આવુના ટાયમે આંગણે ઊભી વાટ એરે થુવે તિયાર ટપાલી દુહરાંએતા કાગાળ ઓફી જાય. કોઈદાહતે ટપાલી નાંવ ખૂબ જોસથી વાંચે, તિયાર નેમાલાએ ડોહાડીઆં ઠાઠયેમાં તે કાંય કાંય વે !

''અવેં ટપાલી કાગાળ દેવલાગ માંભી બમાટી'' અહા વિચાર આવી જાય ને ટપાલી જાય ઉલેં દુહરે દિહની વાટ એરે.

આરીં અહાં ભી વિચારી એરે ''નેમાલા તે લખતાં નાંય આવડે, એકધીં લખી ઓફે તીયાર કાગાળ દવડેને.''

વરહાતામાં ખેતીમાં કામ રઈ, પછી ગાંવામાં કા દુહરે ગાંવામાં કામધંધા નાંય

જડે. ઉલેં ગાંવામાં ના લોક મમ્બોઈ કમાવલાગ જાય. ગાંવાયે બધે ઘરમાંથો એકધીં તે મંમ્બોઈ ગોયલોજ રય, ને કાણીને કાણી ઘરા ઘણ આવનજાવન ચાલુજ રય.

નેમાલાવાળી તે એકધીં મંમ્બોઈથો આવનો વે તાણેતાં પોંચી જાય ને પૂછે ! ''આમણે પેલો મીળે કા ? ''

મંમ્બોઈવાળો જવાબ ઓફે, ''મંમ્બોઈ તે બો મોટાં હેર ઉલેં નાંય મીળે'' તીયાર પેલી વિચાર કરતી ઘર જાય, ને મનમાં બબડે કા આં આખે ગાંવામાં બધેં રોજ મીળે, કૂવે પાણી ભરુલાગ જાઉં તે આખે ગાંવાઈ ખબાર કાઢી લાવેં, મંમ્બોઈમાં નાંય મીળે અહાં થોડાં બને. પુણ જાણી જોયને ઠગે તે.

નેમાલતે ઓળયે પાર આવીંજ અહાં આખીને ગોયલો, ને અવેં તે ઓળયે આડે હાતદ્દિહ – બાકી રના, ઉલેં પેલી તે બો... વાટ એરે. ઘરમાં જરા ગમે નાંય ઉલેં હવારમાં વધનેલાં–હધનેલાં ખાય લે, પછી કડીમાં ટોપલાં થવે, દૂહરે આથામાં પાણી ભરેલી કહલી લે ને નેમાલ જે વાટે આવુનો અતો, તોયે મેદ્દાનામાં સેણેં વીસુલાગ જાય. આખો દ્દિહ સેણેં વીસેત વીસેત નેમાલાઈ વાટ એરે, સેણાં કરતાં ઈણી નજાર આઘે વધારે એરે, બોપોરે તે કા દેખાય ? આઘે આઘે પળતાં પાણી !

ટોપલાં સેણાંથીં તે નાંય ભરાય પુણ ઇણાં ગળાં ડૂહકાથી ને ડોળા આહોળાંથી રોજ ભરાય. સેણેં તે કુડે ચોંટાડે, ને હુંખાયને પાસેં નીચે પડે.

તાતોબળતો તાપ કઈ નયા હુંખવી લાખે, પુણ ઘણીયાઈ વાટ એરતા ઇણા ડોળા તે રોજનાહ ભીજનેલા. નેમાલાઈ યાદ નીંધે અહાં નાંય મેળે.

બચ્ચારીએ સેણેં વીધુનાં તે બાનાં, જોઇ આખ્ખોદ્દિહ મેદ્દાનમાં ટોપલાવગાર ફીરે તે મચકાળી આખાય. પુણ ટોપલામાં થવેલા ફોદ્દળો અહી કાંય શંકા નાંય વીંવદ્દે, લોકાએ મુએં બંધ રાખે.

ઉલ્ટા લોક બધા વખાણે, ને ઘર ડોહાડયાં હમજાવે, ને નેમાલાઈ ડોહાડીઓ દ્દાખલો ઓફેને ખખડાવે ''પેલી નેમાલાઈ ડોહાડી એરાની નવી નવી પન્નાયને આવનેલી તય કુલીક રોળાવ, આખો દ્દીહ સેણેં વીછે ને ઘર આવે. તુમી તે કોળ જહીયા આખો દ્દિહ ઘરમાં જ ચીંડલાય રયા, નીધુંના તે હું નાંવ લેહક્ષ્ક્ષ

કુલાખાણ મઈના વી ગુવા. પુણ નેમાલ આવી અહાં કાંય એંધાણ નાંય. આજ તે પાસી ઓળી, આજુ બાજુવાળાએતાં હાજાં હાજાં ખાવનાં બનનાં.

પુણ ઇયે બિચાર્યે કાંય નાંય રાંયધા, કજેકા એહે હપારવે માટીડા વગાર ખાવનાં હોંખલે થોડાં ઉતરે ! ?

ઇણા તે કાયમના અવેં બેજ હંધાત –ટોપલાં ને કહલી ! આજતે કુકાડ ઓળી અતી તઈ ઇયેતે ટોપલાં ને – પાણી ભરેલ કહલી લેધી, ને સેણેં વીસુલાગ નીંધી પડની. ઈતે ખુબ આઘે મેદ્દાનામાં પુગી ગોઈ, કડયે ટેકવેલો ટોપલો ને કહલી લેને મેદ્દાનામાં ફીરે તાય. ફીરતાં ફીરતાં કુલાખાણ ફોદ્દળા પોંદ્દોડી લાયખા. પુણ ફોદ્દળા ઉંચકી –ટોપલામાં લખુનાં વિહરાય ગોઈ. ઇણા ડોળા સેણે થોડા હોધે, એતે નેમાલા હોધે !

બોપોર વી ગો, તીડકો આખે માણાં કામ ! આજ તે વાટ એરતાં એરતાં ખાધાં ભી નાય, પાણી ભી નાંય પીધાં. બચારી ! ભૂખાયલી ને તીહાયલી ! ઇયે તે નેમાલા મીળુની તીહીજ ઉલી – બધી અતિ કા બધાં વિહરાય ગોઈ.

ઉલામાં મેદ્દાનામાં આધ્ધે એગધીં આવેત દેખાયનાં. બરાબર એયરાં તિયાર ઓળખી કાયઠો.

ત્યારના દ્દિહીજ અહાકા લાંબગાડીએ માંથા ઉતારના પસી ઘર જાવલાગ વાટા નાંય અત્યા. તાં સાયકાલીઓ વિચાર પુણ કાથો આવે. ઉલેં નેમાલ હિધે રસ્તે મેદ્દાને ચાલેત ચાલેત આવેત – દેખાયનો, અવેં તે એકદ્દમ પાંહે આવી ગો.

બેયજણીં એકદુહરા એયરાં, બેય બો ખુશ વીનેં, ઉલેં ખુશ કા ખુશીઓ ડૂમો હખલે અટકી ગો, ઉલેં તરાતીજ કાંય બોલાયનાં નાંય. માટીડા પાણી ઓર્ફે અહાં કરીને પેલ્યે કહલી આગાળ કધી.

હખલો હરખો કરી નેમાલે પૂયછાં ''આં કયાર આવનેલીહ ? બો કયારથી માણી વાટ એરેહ થતી કા ?''

ડોહાડી જેમતેમ બોલની ''હવાર હવારથી વાટ એરેં !''

નેમાલેં કહલી લેધીને ડોહાડયે આયખાં ''કહલીતે પાણ્યાથી ભરેલી જ ! ઉલે તાપમાં પાણીભી નાંય પીધાં. ઉલેં પેલ્લાં તું પાણી પી, પસી મેં પીએં''

ડોહાડી આખે '' નાંય, પેલ્લાં તું પી'' અહાં તું પી, તું પી કરે થતેં ને કહલી નીચે નીહટાઈ પડની. બેય જણાંથી પાણી નાંય પીવાયનાં, એકદૂહરાં મીળુલાગ– અરીકવાયલેં બેય ભૂખે–તૂહે મરી ગુવેં.

બેય જણેં પાસેં જન્માયનેં, પાસે માટી–બયરેં બન્નેં. પુણ અવતાર દુહરો. બેય વાંદ્દરોને વાંદ્દરી બનીને આવનેં ! રાનામાં બેય આરીંને આરીં ફીરે. જરાકવારભી સુટે નાંય પડે. વાદ્દરો એક ઝાડા પારથો દુહરાપાર કૂદ્દાકડી મારે ઉલેં તાણે પાસાળ વાંદ્દરીભી તીયારીજ રય. એક કૂદ્દાકડી મારી વાંદ્દરીભી – પુગીજ જાય. બેયાંઆ રાત

ને દિહ બો હાજે રીતે વીતે.

બેય ખોબ મોટ્ટા ઝાડા પાર રય. તે ઝાડાએ નીચે એક વાવ અતી. તિહાય ઉલેં બેય જણેં કૂદાકડી મારે, વાવીમાં ઉતરી પડે, ને પાણી પીને પાસેં ફીરે.

એક રાતીહનાં બેય જણેં હૂઈ રનેલેં, ને અદધી રાતીહનાં



આકાશવાણી આયકાયની,

''અમર ઘડી આયે, ઈમીં જીંભી જનાવાર કા ચીડાં કા પસી કીડવેં વાવેમાં કૂદી પડે તીં – માણુંહ બને.''

અહાં આયકીને વાંદરી લોભાયની, ઉલેં વાંદરા આયખાં ચાલની વેગ વેગ કૂદી પડું.

વાંદરો આખે, '' એ વાવેમાં પડીને, ગૂંગળાઈને મરુલાગ કા ? ઢ

વાંદર્યે તે માણુંહ બો બનું કરાય. ઉલેં વાંદરા પટાવી એયરો. વાંદરા તે આકાશવાણીએ પાર કાંઈ ભરહો નાંય. વાંદરીએ તે બો ભરહો કા ઈમી વાવેમાં પડેંને માણુંહ બનેં.

અમરઘડી પૂરી વી જાવની અભાક વાંદરીએ અતી. ઉલેં વાંદરા આયખાં ''તું માણુંહ નાંય – બનેહ તે કાંય નાંય, પુણ મેં તે બનુનીજ''

તિયાર વાંદરો બીતાં બીતાં તિયાર વિનો. બેય જણીં આરીંજ વાવેમાં કૂદી પડુનાં નક્કી કધાં.

વાંદર્યે એક ચિહાટી માયરી, ને આરીં વાંદરાભી કૂદૂં આયખાં ! વાંદરો તે ઇલનોભી નાંય. ને વાંદ્રયે તે દૂહરી ચીહાટી માયરી ને વાવીમાં કૂદી પડની.

વાંદરોં આખી પડનો, ''અહ...! ગોઈ રા ગોઈ !''

હૂજેડાં વાવેમાં પહારનેલાં અતાં. વાંદ્રી વાવેમાં પડની, ઉલામાં તે અઝઝાર ચાંદ વાવેમાં ધામધી વળના. વાંદ્રો એર્યા કરે. ઇયાતે અહાં વીનાં કા વાંદ્રી ચોક્કોહ મરીજ ગોઈ. પુણ દૂહરી ઘડીએ વાંદરો એરતોજ રયગો !

વાંદરી તે માણુંહ બનીને વાવેમાંથી બાર નીંઘની.

વાંદ્રેં તે વાંદ્રયેમાંથી બો હાજી ડોહાડી બનનેલી એયરી. અવેં ઇયા પાકી ખાત્રી વીની. ને – કૂદૂલાગ તિયારી કધી, પુણ વખાત પૂરો વી ગોયલો અતો. અમરઘડી પૂરી વી ગોઈલી. ઉલેં વાંદ્રયે વાંદ્રા અટકાયવો ને આયખાં''

''અમર ઘડી તું ચૂકનોહ રા, તું અવે રખે ભરેહ ફાળ;

વળગી રહ તું ડાળખે રા, નેં તે ખાય જાઈ કાળઢ્ઢ (૨) અવેં એક માણહા આરીં તે કેમ રવાય ? વાંદરા તે બો લાગી આવનાં ને બોલનો.

મેં તે ડાળે લટાકતો વાંદરોને, તું તે રાજકન્યાય,

દેવાઈ વાત નાઈ માયનીને, અવે કાકરી માને અન્યાય , '' (૨)

વાંદ્રાઈ નીંદ પૂરી! વિચારમાં પડી ગો કા મેં તે વાંદ્રોજ રઈગો. અવેં કા કરવાં ?

ને વાંદ્રી ! ડીલાપાર ઘડખેં નાંય અતેં. જો એગ્ઘીં ઘડખાં ઓફે તે ? રાજાએ પોહીએથી હાજી દેખાવની ! અહી હાજજી દેખાય તહે ડોહાડયે, માણહાઈ જાત રાનામાં એખલી નાંય ભટકું દે.

મેં જો માટીડો બનેં તે માણો ભાવ નાંય પૂછે અવાર, પુણ અવેં એ માણયે વાંદ્રયે એગ્ઘે – માણહાઈ નજારીઈ જરૂર આયે, એરી ઉલેં લે પળી !

અહાં વિચારીને વાંદ્રાતે બો રોજાં આવનાં, કાંય હમાજ નાંય પડે, ને તુલામાં હવારાં વીનાં. દિહ નીંઘનો તિયાર વાંદ્રા ખબાર પડની કા હૂજેડાં વી ગુવાં આયે.

હવાર વીનાં, વાંદ્રાઇતે કૂદાકૂદ ને હૂપાહૂપ પુણ બંધ ! ડાળખે લીપ્ટીને બઠેલો. નજાર તે પેલ્યે પાર. અવેં તે એકીજ વિચાર આવ્યા કરે કા જો ઈ માણહાએ આતમાં પડનીતે માણો કુણીં ભાવ પૂછુનાં નાંય આયે.

ડોહાડી વીને બઠેલી વાંદ્રયે વાંદ્રા નીચે હાદી એયરો પુણ વાંદ્રાઆં મુંય બન ! કાંય જવાબ નાંય ઓયફો. ને આખે ''બો ઉજમાળી તી !''

ઉલામાં તે બોપોર વી ગુવો. રાનામાં પાનેં ભી નાંય ખખડે ઉલી શાંતિ અતી. પુણ થોડીક – વારમાં પાનહોર ખખાડની ને એક ઘોડાવાળો વાવેહીં આવનો.

તો એક રાજા અતો. શિકાર કરુલાગ નીંઘનેલો ને શિકાર હોધતાં હોધતાં આં આવી રનો.

રાજાઈ નજાર પેલ્યે ડોહાડયે પાર પડની. જાણે સ્વર્ગમાંથી આં રાનામાં આવની વી તહી – ખોબ હાજી ડોહાડી ! એરીને રાજીઈ નજાર બગાડની. એક તે ઘડખેંભી નાંય ! રાજેં તે તાણી પાઘડી સોડી ઓયફી. ઉલેં પેલ્યે ડીલાપાર પાઘડી ગોવી લેધી.

પસી રાજા આખું મંડનો, ''એ બાઈ ! તુંતે સ્વર્ગાઇ અપ્સરાએ થી પુણ હાજી દેખાહ, તું આં રાનામાં કાથી આવનીહ ?'' તું આં રાનામાં નાંય હોભેહ, તુંતે માણે મેલમાં હોભેહ, અહીં માઠેં તું માં આરીં ચાલ÷÷

ડાળખાપાર બઠેલો વાંદ્રો અગ્ગોજ રાજાઈ વાત આયકે તાય ને વિચાયરાં ''અવેં ઈ માણી ડોહાડી નાંય રવની,''

ડોહાડી બનનેલી વાંદ્રી રાજાઈ વાત આયકીને હરમાયની ને કાંય બોલનીનાંય.

રાજેં વિચાયરાં ઇયે તે આખતાં હરામ આવે અહાં લાગે, ઉલેં હીધાંજ પૂછું દે,

''ઓ બાઈ ! તું માં આરીં પન્નાવનીહ કા ? પન્નાયનીહ તે તું રાણી બનીહ, તુણે જહાં કરુનાં વે તહાં કર, પુણ તુવાં એખલ્યે જંગાલામાં તે નાંય રંવ દેં. તુવાં જનાવરેં ચીવરી ખાય, ઉલેં માં આરીં ચાલહ્રહ્ર

વાંદ્રો ડાળખા પાર બઠો બઠો બબડે ''ઓ દંગડેં પોધેલો પૂંછડા વગારનો વાંદ્રો અવેં વાંદ્રેં છોડે અહાં નાંય લાગે.''

વાંદ્રીભી અવેં તે ડોહાડી બની ગોઈ, રાનામાં એખલાં રવનાં ભારીં દેખાયનાં ઉલેં રાજા આયખાં ''મારાજ, મેં તુંવા આરીં આવુની, પન્નાવની ભી, પુણમાં આરીં ઓ વાંદ્રો આયે, ઇયાભી આરીં લેજાતો વેહ તો. વાંદ્રા છુટો નાંય મૂકુનો, વેચુનોભી નાંય, માં આરીંજ રાખુનો, ઇ શરાત માનતો વેહ તે આવેં''

રાજેં વિચાયરાં બે દિહ વાંદ્રો રઈ, પસીં સિપાઈ પાસા આંજ થવી જાઈ, ને ઇતે રાણી બની ને બધાં વિહરાય જાય, ઉલેં હાં આખવામાં વાંધો નાંય. ને રાજેં હા પાયડી.

રાજા તે ડોહાડયે આરીં વાંદ્રાભી લેત ગો. ને બેય પન્નાયભી ગુવેં. ઇં બધાં કા વિ રનાં આયે અહો વાંદ્રો વિચારે તાય, પૂણ કાંય હમાજ પન્ની નાંય.

વાંદ્રા તે મેલમાં બધાં નવાં લાગે. તય આખો દિહ મેલમાં ફિર્યા કધાં. રાત પન્ની, વાંદ્રો ભૂખાયલો અતો, પુણ ઓતે રાણીઓ વાંદ્રો ઉલેં ખાવનાં હોધવાં નાંય પન્નાં. નોકોરીં વાંદ્રા હાજાં ખાવાયડાં, ને વાંદ્રો તે ખુશ વી ગો. એક બે ઝાડાપાર કૂદી આવનો. પસી મેલાએ માળાપાર ખૂબ કૂદનો.

હૂવનો વખાત વીનો તિયાર વાંદ્રા વાંદ્રી યાદ આવની વાંદ્રયેં હોધું મન્નો. ખૂબ હોયધી તિયાર એક ખોલ્ડયેમાં જડની. વાંદ્રો તે, રાણી વીને બઠેલી વાંદ્રયેં ઓળખીજ નાંય રનો.

રાણ્યે ઈશારો કધોને હાયદ્રો તીયાર હમજી ગો. હાં ... ઈજ માણી વાંદ્રી, વાંદ્રોતે રાણીએ ખાટલે બહી હુંવ મન્નો.

તિયાર રાણી આખે ''તું આં રખે હૂ, આંતે રાજા આવી. ઉલેં તું પેલ્લા ઝાડાહીં જે.''

વાંદ્રા વિચાર આવનો : ઇ માહુણ બન્નેલી વાંદ્રી, ઇએ માં વગાર જરાપુણ ચાલે નાંય થતાં, ઇ માણુંહ બનીને કુલિક બદલાઈ ગોઇ ?

અહ ! માણે તે મધભી ગુવાં ને મેંણભી ગુવાં. વાંદ્રેં તે પૂછી જ લાયખાં : તુણે ખાટલે નાંય હુઉં દેહ, પુણ આ ઘોલામાં બહી રંઉ દેની.

રાણ્યે વિચાર કધો : પડી રંઉ દેની ઘોલામાં ! પસી વાંદ્રા આયખાં, હાજાં, ઘોલામાં અગ્ગોજ

બહી ર.

અહાં આખી રાણી ખાટલે આડી પડની ને થોડીકવારમાં રાજા આવી ગો. રાણીએ ખાટલે બહી રાણીએ આરીં ચાળા કરું મન્નો.

ઘોલામાં બઠો બઠો વાંદ્રો બધાં એર્યા કરે. વાંદ્રા વિચાર આવનો એ માણહેંજ વાંદ્રર્યે ધડખે ઓયર્ફે ને અવેં ધડખેં ઉતારે ? આણો કા વિચાર વી ? પાસી વાંદ્રી બનાવુનો વી કા ? જો અહાં વે તે હાંજાં.

પોતાયે ડોહાડયે રાજાઆરીં એરીને વાંદ્રાઓ પિત્તો ગો. માણ્યે વાંદ્રર્યે એરાન કરે ! અહાં વિનાં ને ઘોલામાંથી એક કૂદાકડી માયરી, રાજા કાંય હમજે તે પેલાં તે વાંદરો રાજાપાર ચઢી બઠો. રાજાએં દંગડે ચીરી લાયખેં, આથામાં ચાવનો, નખેં મારીને હોરી કાયઢો, રાજાતે વાંદ્રાએ આથામાંથો જેમતેમ સૂટનોને પળણો, ને વાંદ્રો રાણીયે પાહે બઠો.

અધ્ધી રાતીહનો વઈદ્રા હાદવો પડનો. વઈદ વેગ વેગ આવનો. રાજા બરાબર એરી લેધો. પસી વઈદે ધીરેથી આયખાં, ''માહ્રરાજ તુણી ઇ દશા ! પન્નાયનોહને પેલી રાતીહનોજ લંયાસાટ !''

''તું તુણાં કામ કર, અવેં જો કાંય પૂયસાંહને તે ડોકો છૂટો પાડી લાખીં ! માણે ડીલામાં ઝાળ બળે. ને તું ચાળા કરેહ કા ?,'' રાજા તપી ગો.

વઈદતે અગ્ગોજ રનો. રાજા પાટા બાંયધા ને ઠાકી રંઉ આયખાં.

હવારનાંહ રાજા દરબારમાં નાંય ગો પુણ વાંદ્રાવાળી વાતે તે દરબારમાં પોંચીજ ગોઈલી. ઉલેં બધા વજીર મીળુલાગ ગુવા. રાજેં તે કુણાંઆંરી કાંય વાત નાંય કધી. પુણ એક વજીરેં પૂયસાં, '' માહ્રરાજ કા રા વીનાં ? તુવાં ઉલોબધો કુણે બડવો ?'' રાજાતે અહા દોઢડાપાણવાળા વજીરાપાર બો કાળ આવની, પુણ ખમી ખાધાં ને ખાલી ડોળા કાયઢા ! ઉલેં બધા વજીર ચૂપ રના.

અવેંતે રોજનાંહ વાંદ્રોને રાજા કૂક રમે. રાજા દબેત દબેત રાણીએ પાહે આવે, જાણે પોતાએ ઘરમાં ચોર વે તહો ! તાં વાંદ્રો ઝાટયા કરે ને રાજા પળે.

કુણાં આખાયભી નાંયને ખમાયભી નાંય અહી રાજાઈ દશા ! રાજાતે વાંદ્રા ભોહળાવી લાખુંનાં વિચારું મન્નો પુણ તહાં કરેને રાણી ખીજવાય પડે તિયાર...! વિચાર માંડી વાયળો.

એકદીહ ડુગડુગ્યા વાજવેત વાજવેત એક મદારી આવનો. રાજાએ નગારામાં જાતજાતના ખેલ દેખાડી લોકાં ખુશ કરે. તીં એક વજીરેં એયરાં. વજીર તરાતીજ મેલમાં ગો ને રાજા વળેંજ આયખાં

''માહ્રરાજ, તુણે વાટેમાં કાયમ આડો ફીરી વળે, અહા વાંદ્રા કાઢુનો માણીપાહેં ઉપાય હોજો''

રાજા આખે, '' વેગ આખ, તુવાં જીં જોઈ તીં દેં''

મેં ઇમ્મીંજ આવેં તાંય અહાં આખીને વજીર ગો. પેલા મદાર્યા હોધી કાયઢો ને રાજાએ મેલા– માંના વાંદ્રા ઈ વાત કધી. તીયા અહો ભી હમજાયવો કા રાજા હરખાં આખીહ તે મોફોતમાંભી વાંદ્રો દે લાખી.

મદારી તે વજીરા આરીં મેલમાં ગો. રાજા સલામ ઠોકીને આયખાં '' દ્રમાહ્રરાજ, મેં તે ગરીબ માણુંહ ! તુણો મેલમાનો વાંદ્રો જો દેહ તે પયહા કમાંઈ ને માણેં પોહેંટોહેં જીવાડીં''

રાજા આખે ''માણો તે ગોટલો કાઢલાયખો આયે, ઇમીંજ લેજે તે ! ''

રાજા રાણીયે પાહેં ગો, ઉલામાં તે વાંદ્રો ધામધી આવનો. પુણ આજ મદાર્યેં વાંદ્રા ધયરો. હાંકળયેથી બાંયધો, ને લે ગો.

મારી ભટકાટીને નવા ખેલ હિંખવી કાયઢા. પસી ગાંવીગાંવ ફીરીને લોકાં નવા નવા ખેલ દેખાડું મન્નો.

રાજમેલમાં રાણીએ ખમાય નાંય ઉલાં દુઃખ. વાંદ્રો ગો ઉલેં થોડાક દિહતે રડયાજ કધાં. રડી રડીને ગળાંભી હૂખાં ને ડોળાભી હૂખા. આંહોળાં વગારના ડોળે રાણી વંદ્રાઈ વાટ એરે, ને બો દુઃખમાં.!

હાજામાઠા દિહ વઈ ગુવાને, ઘણે વરહેં વઈ ગુવેં.

પસી એજ નગારમાં એકદિહ પેલો મદારી આવી ગો. મદાર્યા વિચાર આવનો. કા ઓતે રાજાઓ વાંદ્રો. ચાલ આજતે રાજાએ મેલમાં ખેલ દેખાડેં.

અહાં વિચારી મદારી વાંદ્રા લેને રાજાએ પાહે આવનોને ભોજલીખેલ દેખાડુની વાત કધી.

રાજાતે વાંદ્રાભી વિહરાયલોને મદાર્યાભી વિહરાયલો, બધી વાતીજ વિહરાય ગોયલો. ઉલેં ખેલ દેખાડુની હા પાડી દેંધી.

મદાર્યેંતે ખેલ શરૂ કધા. આજ વાંદ્રો જરાક ઢીલો પડનેલો દેખાય રનો આયે. મેલાએ ઝરૂખા માંથી રાણીભી ખેલ એરેતાય.

એકદિહ રાનામાં બેય છૂટેં અતે. પુણ માણુહ વીવનો ટીંગરો વાંદરીયે ભરાયનોને વાવેમાં કૂદી પડની. તિયાર વાંદ્રાઈ નજાર વાવીમાં અતી. ને ડોહાડી બનનેલી વાંદ્રીઇ નજાર ઝાડાપાર બઠેલા વાંદ્રા પાર !

ને આજ...! બેય બાંધાયેલેં આયે. ડોહાડી બનનેલી વાંદર્યે રાજાએ મેલામાં પૂરાવાં પડનાં. બધા નિયામ પાળવા પડે. ને વાંદ્રો તે હાંખાળે બાંધાયલો, મદારી વાજવે તહાં નાચવાં પડે.

વાંદ્રે તે વાંદ્રયે ઝાડાપારથી વાવીમાં કૂદી પડુની બો ના પાડેલી. તી વાતની ફમ વાંદ્રા – આવની. ઉલેં રાજાધણ એરીને ખાખણી કરું લાગનો.

રાજાભી વાંદ્રાવાળી વાત યાદ આવની. રાજા વિચાર આવનો, મેં ખેલ દેખાડુલાગ મદાર્યા હા પાયડી તી ભૂલ કધીં આયેં હાં..... !

વાંદ્રા ઈ નજાર.....રાણીએ ઘણ, ને રાણીઈ નજાર વાંદ્રાઘણ ! નજાર દૂહરે ઉલેં વાંદ્રો ખેલ કરવામાં ચૂકી ગો. તિયાર વાંદ્રા માદાર્યે બડવો. બિચારો ! ચિહાટી પન્નો. ઝરુખામાં ઉભી રનેલી રાણીએ બો માઠાં લાગનાં, આહોળે પાડી પાડીને રડુ મન્ની. તીં વાંદરેં એયરાં. અવેં તે વાંદરાયાં મન રાણીએ મીળું કરે. ઉલામાં મદાર્યેં હાંખાળ ઢીલી મુયકી ને વાંદરા પળુનો લાગ જડી ગો. ને પળી સુટનો. રાણી તે હાતમે માળાયે જરૂખામાં અતી. વાંદરો હાતમે માળાઘણ કુદેત કુદેત ચઢુ મન્નો ને હાતમે માળાય પાહેં પોંચી ભી ગો.

તાં હરખા ધરાયનાં નાંય ને વાંદરો ફીટી પડનો તીં એરીને રાણીએ ચક્કેર આવની ને તીભી પડી ગોઈ. બચારેં બેંય મરી ગુવેં ! દુહરે જન્મેભી આરીંજ રનેં. બેય માટીબયરેં. અવતાર અતો વાંદરાને વાંદરીઓ ! પુણ રાનામાં નાય રનેં. ને વાવેથી તે બો આઘે રનેં.

# ફજેતીયા કાંકરા

**ગુજરાતી કથાસાર**



ઝબલીના લગ્ન એક ચિંબા નાક વાળા સાથે થયાં હતાં. લગ્ન પછી ઝબલીનો પતિ આણું કરવા આવ્યોજ નહીં. એટલે ગામની સ્ત્રીઓ કૂવા પર પાણી ભરતાં ભરતાં ઝબલીની મશ્કરી કરે છે. તે વાત ગામમાં આવેલો એક ચિંબા નાકવાળો ઠગ સાંભળી લે છે. અને ઝબલીના ઘરે જઈ તમારા જમાઈનો કાકો થાઉં એવી બનાવટ કરી ઝબલીને લઈ જાય છે. પછી પત્ની બનાવી ઘરે રાખવા મથે છે. એક દિવસ સિમરો ગામમાં કામ અર્થે જાય છે. ત્યારે ઝબલી સિમરાનો ઘોડો લઈને પિયર આવી જાય છે. સિમરો બે પાંચ મળતીયાઓ જોડે ઝબલીને બળજબરીથી લેવા આવે છે. ઝબલીના ઘરનું બારણું બંધ છે. સિમરો સાંકળ ખખડાવે છે એટલે ઝબલી બારણું ખોલે છે. ત્યાં સિમરો ડોકીયું કરે છે ત્યારે ઝબલી તેનું નાક વાઢી લે છે. અને સિમરો ચીસ પાડતો ભાગે છે. પછી ઝબલી જેની સાથે લગ્ન તયાં છે તે પતિની તપાસ કરાવે છે. ત્યારે ખબર પડે છે કે એના પતિને પડોશી સાથે જમીનનો ઝગડો ચાલે છે. એટલે પડોશીઓના માથાભારે માણસો ઝબલીના પતિને ઘરે આવવા દેતા નથી. ઝબલી સાસરે જાય છે અને અડોશપડોશના માથાભારે છોકરાઓને સીધાદોર કરી પતિને ઘરે લઈ આવે છે.

સિમરા દેશનો એક માણુંહ ફિરેત ફિરેત એક ગાંવમાં પોંચી ગો. ઘુંઘરાં પડી ગુવાં, માઠેં કણીં રાત રંય અહાં વિચારેત ચાલે તાય, પુણ કાણેં તાં ? એ ગાંવામાં તે મેં હાવ અજાણો, ઉલેં વાટલ્યેમાં તે નાય પુણ કુંણી આંગણેભી નાંય ટાંટયો થવુ દે, ઈયા અહા વિચાર આવે તાય.

ઉલામાં એક કુવાહીં પોંચનો તાં ડોહાડયા પાણી ભરે થત્યા ને આખે ગાંવાઈ વાત ચાલે. બધ્યા ડોહાડયા કા વાત કરે તીં આયકુલાગ સિમરો એક વાડીએ ઓથે દબનો ને આયકું મન્નો.

એક ડોહાડીએ વાત ચાલુ કધી. નેવટી ડોહીએ તે ખરાચ ભારી પડનો કુલેખાણ વરહે વી ગુવેં પુણ જવાંય ઝબલ્યે લેવલાગ નાંય આવનો ને ઝબલીએ હહારવાડીવાળેં ભી કુંણી નાંય આવે. ઓતે જવાંય નાકે સિંબરો ઉલે જવાયાહ હરામ આવે. તાણેહારું લેવલાગ નાંય આવે, ને ઝબલ્યેભી સિંબરો નાંય ગમે.

એક ડોહાડી જાણે બો જાણેથુઈ તહી બોલની.

કૂવાહીં વાડીએ ઓથે દબનેલા સિમરા રઉલાગ ઘર જડી ગુવાં. સિમરેં તે બરાબર બધી વાત આયકી લેધી પસી નાકાપાર આત ફેરવી એયરો, ડોહાડયાંએ વાત પારથી બધાં નાવ–ઠાંવ હરખાં જાણી લેધાં ને નેવટી ડોહીહે ઘરીજ રવનાં પાકાં કલ્લાયખાં.પસી સિમરો કૂવાહીં ગો ને ડોહાડયાં પૂયસાં – નેવટીફૂઈના ઘર કેધે આવનાં, તીં દેખાડા કા ? બધ્યા ડોહાડયા આરીંજ બોલી પન્યા, ''તું નેવટી ડોહીઓ કા હગોહ વેહ ? તીં આખ પસી ઘર દેખાડું !

લાંબી હગાઈ દેખાડુંલાગ સિમરો આખે,'' મેં તે નેવટી ડોહીએ પોહીએ માટીડાઓ કાકોહ વેં, ઝબલ્યે લેવલાગ આવનો. આમું તે પોહાજ બો હમજાવીને દવડી એયરો, પુણ પોહો તે બો.. હરમાય ઉલેં આવુ લાગ તિયાર નાય વિનો ને માંજ આવવાં પડનાં.

બધ્યા ડોહાડયા વળેં વળેં વાત કરું મન્યા. ઓતે ઝબલીઓ કાકો હહરોહ આવનો, આપડે યાદ કધાં ને આવનો, ઝબલી તે બો જીવુની !

ડોહાડયીં તે ડોહીયાં ઘર દેખાડી દેધાં. સિમરો ડોહીહે તાં પોંચી ગો, ને નવરાહયો કાકોહ વેં અહીં ઓળખાણ ઓફી દેધી. ઘરમાં તે ડોહ્યે સોડીને બધેંજ સિમરા કાકા કાકા કરું મન્ને, સિમરેં તે ખાધાં પીધાં ને પાવાણોહ રઈ પડનો.

હવારે સિમરો હદ્દીકો ઉઠનો ને ઘર જાવલાગ તિયાર વિનો. ઝબલીભી કાકાહઆરીં હહારવાડી જાવલાગ તિયાર વી ગોઈ, ઝબલ્યે અહાં વિનાં કા ભલે

સિમરો વી પુણ માણુંહ હાજો.

બેય જણેં વાટે પન્ને, ઝબલી તે આઘ્ધે રઈને હરમાત હરમાત પાસાળ ચાલે, ઉલેં સિમરેં આયખાં, 'અહી આઘે રઈને કજે ચાલેહ? માણે પાહેં પાહેં ચાલની, તીયાર મઝા આવે.' ઝબલી પાહે આવી ગોઈ ને કાકાહ પૂયસાં – આકા આઝુ ઘર કુંલાક આઘાં રા ? સિમરો આખે, '' કાકાહ કાકાહ નાંય ને માટી માટી આખ, તું જો માણે પાહેં ચાલેહ તે ઘર બો પાહાં '' ઝબલ્યે સિમરાઈ વાતમાં બો હમાજ નાંય પન્ની. વાત વાતમાં ઝબલી કાકા કાકા કરેં તીં સિમરા નાંય ગમના. ઉંલે સિમરો આખે – અવેં કાકોહ કાકોહ છોડ ને માટી માટી આખ.

ઝબલ્યે સિમરા ઈ વાત નાંય ગમની. પુણ કા વે તીં એરૂલાગ ઝબલી પાહેં આવનીને માટી માટી બોલું મન્ની. અવેં સિમરા મઝા આવની, સિમરાતે અહાંજ કા ઝબલી માણી ડોહાડી વી ગોઈ, ને ઘર પોંચનેં. ઝબલ્યે ઘર જાયને એયરાં તે સિમરાએ આયેહ સિવાય દુહરાં કુણી દેખાયનાં નાંય, ઉંલે ઝબલી તરાતીજ હમજી ગોઈ કા સિમરો માં ઠગીને લાવનો આયે, ઓ સિમરો માણો માટીડો કા કાંય હગોહભી નાંય હોજો, તયભી થોડાંક દીહ એરેં તે ખરી કા કહાંક ચાલે ! પસી ઈયા મેં બરાબરનો નાચાડેં, અહાં વિચારીને ઝબલી સિમરાહે તાંજ રઉં મન્ની.

ઝબલ્યે એક દીહ ગાઢવામાં એયરાં તે પીટ નાંય મેળે, કોઠી હોઘી એયરી, જન્ની ખરી પુણ ભાત નાય મેળે, ઘરમાં ઘંટી હોઘી એયરી ઘંટી તે નાય જડની, અવેં ઝબલીઆં મગાજ ગુવાં ખિજવાયલીહી બબડું મન્ની, માં ડોહાડી બનાવીને ઠગાટીને લે આવનો પુણ ઘરમાંતે પીટભી નાંય મેળે ઘંટીભી નાંય મેળે.

સિમરો આખે – તું કજે ચિંતા કરેહ? આટવાડામાં જાયને ઈમીજ ઘંટી લાવેં ને દળણાંભી લાવેં, સિમરો તિયાર વી ને અટવાડે ઘંટી લેવલાગ ઉપડી ગો. ઝબલી રોજનાંહ એરે કા સિમરાઈ આય આખો દિહ વાંદરી જહી હરખી નાય બહે, તીણે ડોયેમાં ખૂબ જુઆ અત્યા ઉંલે જહાં ખાચ કરે તહાં ડોયેમાં નખેં મારી મારીને ખરવાડે, ઝબલી તે હેરાન વી ગોઈ.

સિમરો બજારમાં ગો, ઝબલી આરામથી બઠેલી અતી, તુલામાં ડોહીયે બોંમ પાયડી – ઘોઘડે ઓ... ઘોઘડે ! જીરીક પાણી ઘગવીને ડોય ઘોવી દેહ કા ? ઝબલ્યે તે આજ હુધી પોતાઈ ડોયભી નાંય ઘોવેલી. ઈણી ડોઈ આય ઘોવી ઓફે થતી તીં કામ ડોહીયે હોયફાં.

ઝબલ્યે તે ખીજવાય ને આયખાં – ડોય તે કમ્દીઈ જાળ જહી કરી થવેલીહ,

ને માં કામ હોંફે હ કા ? તય ડોહીયે પાર દ્યા આવની, આળાહ આવે થતી તય પાણી ધગવુલાગ થઈવાં, પસી ડોહીએ ડોયેમાં જુવા એરું મન્ની, ઘણેં વરહેં પસી ડોહીએ



ડોયેમાંના બાલ છૂટા પન્ના ને થોડયાક જૂવા ઝબલ્યે માયર્યા ઉલાંમાં તે ડોહી હૂઈ ગોઈ.

ડોહ્યે કા વીનાં ? અહાં કરીને ઝબલી બીની, ડોહી તે આલેભી નાય ને ચાલે ભી નાંય. ઝબલ્યે હરખી ઈલ્વી એયરી, પૂણ નીધેમાંથી ડોહી જાગે તો ને ! ઝબલ્યે તે ડોહીએ મુવાપાર હેળાં પાણી સાંયટાં, ડોહી નાંય ઉઠની, ડોહી તે અવટાય ગોય.

ઈતે ગોઈ પુણ અવેં માંભી લેત જાવની માઠેં પળું દે, ઝબલ્યે તે સિમરાઓ કોટ ને લેધોં પોવી લેધો, સિમરાઓજ ઘોડો લે ને પળની.

વાટે સિમરો મીળનો, ડોયે પાર ઘંટીયેં બે પડેં થવેલેં તી ઉંચકીને ઘરાધણ જેમે તેમે આવે થતો. સિમરે તે તાણો ઘોડો એયરો ઉલે બમાયટાં. એય..એય...માણો ઘોડો લે ને કેધે પળેહ ? ઝબલી તે ઘરને વાટે ને તેમાં વચ્ચે સિમરો આવનો તીયા લેવડાયટો– આઘે ર, તુવેં તે વહતુ ભાયળીહ નાંય ને નજાર બગાડીહ નાંય.

ને ઝબલ્યે તે ઘોડો ઘરાધણ ખોદ્દોડી મૂયકો. ઘર જાયને આયેહ આયખાં – વાય પેલો સિમરો કેણોભી કાકોહ નાંય અતો. એગ્ધીં ઠગ અતો . વાટે ચાલતાંજ માટીડો વી ગો, ને ઘર ડોહી અવટાય ગોઈ ઉંલે સિમરાઓ ઘોડો લેને પળી આવની.

ઝબલીએ પડોહના એક પોહાં આરીં હાજાં બને થતાં તીયા હાયદ્દો ને સૂરી ટાપરાવુના કામ હોંયફાં. પેલો પોહો લુઆરાહેતાં ગો ને સુરાં ટપરાવી લાવનો. ઘંટીએં બે પડેં લેને સિમરો ઘર આવનો, ઘંટીએં પડેં ઓટલે આફળેં ને આયેહ ઓટલે પડનેલી એરીને ઘાભરાયનો, આયેહ બમાયટી – વાય તુંવાં તે વોહ લાવી દેધી ઉંલે કુલોક આરામ ! હુયાજ કરુંના. પસી સિમરે ઈલ્વી એયરી, ડોહીતે કાંય બોલે નાંય, સિમરો હમજી ગો કા વાય અવડાય ગોઈ, પસી સિમરે દંગડેં હોધી એયરેં નાય મેળે, આરીં ઘોડો ને ઝબલીભી નાંય મેળે. ! સિમરેં અહાં માયના કા મેં ઠગીને લાવનો ઉલેં પળી ગોઈ. ગોઈ તે ગોઈ પુણ આરીં ડોહી, ઘોડો ને માણેં દંગડેભી લેત ગોઈ. માં બો નુકશાન પોંચાયડા ને બદ્દલો લેધો. મે ભી કાંય જહો તહો નાંય આંયે, મેં ભી બદ્દલો લેંય, ઈ રાંડ હમજે કા ? સિમરેં તે અડોહ પડોહ માંથા દુહરા છ સિમરા તિયાર કધા બરાબર દારૂ પાયજો ને ઝબલીહે ઘર જાંવ નીંધના. રાત પડની ઉલામાં તે હાતી જણા ઝબલીહે આંગણે આવી ગુવા.

ઝબલી ઈ શંકા હાચી પડની. ખાતરી અતીજ કા સિમરો ઝાળ કાઢુલાગ આવીજ, માઠેં ઘરનાં બધાં ઘરમાંજ ચીંડલી થવેલેં ને ઝબલી બારાહી દબીને

